# બોધાના બખેડા




લેખક

શ્રીયુત બોધો. બી. એ.

# બોઘાના બખેડા.

લેખક

**શ્રીયુત્ બોઘો, બી. એ.**

બોઘાનો બકવાદ, બોઘાના બળાપા. બોઘાના [illegible], બોઘાની
ઘમસાણો ઇત્યાદી અસંખ્ય અપ્રકટ હાસ્યરસોના કર્તા.

---


પ્રકાશક

**ચન્દુલાલ કરસનદાસ સંપત, બી. એ.**

[illegible] પ્રીન્સીપાલ.

**બાઇ કબીબાઇ હિન્દુ હાઇસ્કુલ.**

[illegible], કોટ. મુંબઇ ૧.





સોલ એજન્ટસ.

**મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.**

પ્રીન્સેસ સ્ટ્રીટ. કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

મૂલ્ય રૂપિયો એક.



# Mr. Tairsee's

# FOREWORD.

Wit and humour to readers of Gujrati cannot, I think, be better described than " Lila of mind." They are relaxations of the intellectually unemployed-employed in finding comedy in what is common and usual, and thereby deriving pleasure by such intellectual play, and extending it to others so that they may share in the said pleasure. The play consists in catch-

ing inconsistencies and apparent contradictions, be they of words or of situation. This can be best illustrated by the definition of an idler as one who is busy doing nothing or of the instance of a lover who was boasting to his lady-love stating that his father fell at Waterloo, when she turned round and asked "which plat-form" thus ridiculing his martial ardour. The wit of situation is best illustrated by Jeevram Bhat of Dalpatram and Bhadram–Bhadra of Ramanbhai and Don Quixote of Cervantes.

It is dictum of literature, as of life, that we find what is in us and if readers will find that much pleasure as I have had in reading the book, Mr. "BOGHA" can be said to be profitably employed, as I cannot think of any better engagement–some will say what then of marriage–than giving pleasure to others and deriving it for himself in the said pursuit.

Bombay 14–3–28 } LAKHMIDAS ROWJEE TAIRSEE.

——;*:——

# — પ્રાસ્તાવિક —

લેખોનો આખુ જેવડો ઢગ થાય-મૂળમાં કેટકેટલા પસ્તીમાંયે અપાઈ જાય-ત્યારે સર્વથી શ્રેષ્ઠ ઉપાય એટલોજ કે તેને પુસ્તક સ્વરૂપે છાપી મારવા. મારી આ નાની શી પુસ્તિકામાં જે જે વિવિધ "ખાની"ઓ પીરસવામાં આવી છે તે બધીય મારી સ્વતંત્ર કૃતિઓ હોવાનો મારે દાવો કર્યેજ છૂટકો. કારણ કે સારા લેખો લખી શકવું એ હિંદમાં સરજનજૂના સમયથી અશક્ય મનાતું આવ્યુ છે. એટલે સ્વતંત્રકૃતિનો કોઇપણ પ્રયાસ સફળ થાય તો તુરતજ ટીકાકારો ભૂમવાને હાજરજ હોય કે તે માર્કટવેન, સ્ટીફન લીકોક, ચાર્લ્સ ડીકન્સ અથવા જેરોમ કે જેરોમ ઇત્યાદિના લેખોમાંથી તફડંચી છે.

પ્રત્યેક લેખોમાં મુખ્ય પાત્રો ચારજ દેખવામાં આવશે. આટલી નાનીસૂની મંડળીમાં પણ નિર્દોષ ગોષ્ઠિ કરીને માર્મિક હાસ્ય, મર્યાદિત અટ્ટહાસ વિગેરે કરી શકાય છે એ આ લેખમાળાનો ઉદ્દેશ છે. મધુરી સાથના ગૃહજીવનના પડઘાઓના મીઠા મધુરા ઘોષ ક્યાંક ક્યાંક સાંભળીને ઘણાંક પોતાના હૃદયપર હાથ મૂકી પોતાનાજ ગૃહજીવનને ખૂણેખાચરે બની રહેલા આવા પ્રસંગો મેળવી લેવા પ્રયાસ કરશે તો મારા માર્મિક ઉલ્લેખોની સફળતા માનીશ.

પુસ્તકના આમુખના લેખક શ્રીયુત લક્ષ્મીદાસ રવજી તેરસી સંબંધે કંઇ લખવું તે સૂર્યને ઓળખાવવા બરોબર થાય. એમની વિદ્વતા,

પ્રતિભા તથા નિખાલસપણું સર્વને સુવિદિત છે. રા તેરસી એટલે અનિવાર્ય હાસ્ય અને તેમનો આ આવસ્યક ગુણ તો સર્વગ્રાહી છે. તેમની રાજનીતિનો કટ્ટો વિરોધી પણ તેમના ઉપર કુરબાન હોય તો તેમના આ સર્વગ્રાહી ગુણ માટે એટલે આવા પુસ્તકનું આમુખ તેમને મુબારક હાથે લખાયું છે તેથી મને તો હું ઉપકૃત થયેલો માનુ છું.

"મંગળ માણેરો અને સૂર્યું સોનારણ" આ લેખ મારી અને શ્રીયુત્ ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતાની સંયુકત કૃતિ છે, એ આ પુસ્તકમાં છપાયેલી માલમ પડશે. આ સંયુકત કૃતિના પ્રકટન દ્વારા રા. ધનસુખલાલ પ્રત્યેનું મારૂં ચિરસ્થાયી ઋણ અહિં સ્વીકારી લઉં છું.

પુસ્તકનું તો કારમી કસોટી ઉપર ચડયે "નીવડે વખાણ" થાય ત્યારેજ ને?

બોધાશ્રમ, મોહમયી<br>
તા. ૧૪-૩-૧૯૨૮.

શ્રીયુત બોઘા બી. એ.

# અનુક્રમણિકા.

# —સમર્પણ—

મધુરી! નવરા પ્રજાપતિએ આપણને ઘડીને જીંદગીના પૂરમાં ધકેલ્યા. તું અને હું આ બે કો'ક વ્યકિતઓ, પરસ્પર અણજાણ્યુ અથડાતાં કૂટાતાં, થાવાકાળ તે એક થયાં. અસદૃશ-સંયોગકારી વિધાતાએ તો મેખ મારી પણ આપણે આટઆટલા વર્ષોથી જીવનનો જે રસાસ્વાદ લઈ રહ્યા છીએ તેની અમોલી યાદ-ગીરીમાં હું તને આ પ્રસાદી અર્પણ કરૂં છું. અને આ રસાસ્વાદનને આજ દિ' લગી જેમ નિભાવતી આવી છો તેમ ભલી થઈ આમરણાંત નિભાવજે એટલું યાચી લઉં છું.

સદૈવ તારોજ,

"બોઘો" બી એ.

# હિંદનું ભવિષ્ય.

## ચર્ચા માટે એકત્ર થયેલા અંગ્રેજી રાજદ્વારીઓ.

ગાંધી ટોપી, ઝભ્ભો અને ધોતીયામાં લોર્ડ રિડીંગ; બ્રાહ્મણની પાઘડી, અંગરખું, ખેસ અને લાલ ચંપલમાં બાલ્ડવીન; સુરવાળ, પહેરણ અને સાફામાં લોઇડ જ્યોર્જ; ધોતીયું, ઉઘાડે અંગે વીંટાળેલું માત્ર ધોતીયું અને ત્રિપુંડ સહિત લોર્ડ બર્કનહેડ; અને મદ્રાસી ફેશનનુ ધોતીયું અને ઉઘાડે દીલે અર્લ વીન્ટર્ટન; એકત્ર થઇ બેઠા હોય છે. (સ્થળ) એક ભવ્ય ઝુંપડીમાં ચટાઇપર નીચેજ.

### ( ચર્ચાનો વિષય-હિંદને સ્વરાજ આપવું કે નહિં. )

બાલ્ડવીન—રિડિંગ ભાઇ! તમારે ખાતર થઇનેજ અધવચમાં રજા આપવાનો ખરડો પાસ કર્યો છે, માટે હીંદથી તમે અહીં પધાર્યા, તે જો સમુદ્રની હવા ખાવામાં મશગુલ બની ભૂલી ન ગયા હો તો કૃપા કરી જણાવો.

લોર્ડ રિડીંગ—જય થાઓ! બધા ઓફીસરોને અધવચમાં રજા મળે તેનું નિમિત્ત હું હોઉં તો મને માન છે, પણ આપ સર્વને હિંદ વિષે શું જાણવું છે તે કહો.

લોઇડ જ્યોર્જ—હજી તમે એમ પુછો છો કે અમારે હિંદ વિષે શું પુછવાનું છે? મારા ભલા ભાઇ લોર્ડ રિડીંગ, તમે ખચિત માનજો કે અમે હિંદ વિષે જે નથી જાણતા તે બધું તમારે અમોને

કહી સંભળાવવાનું છે. અમોએ ગાંધી, ગાંધી, ગાંધી, એમ મોટે મોટેથી બોલાતું સાભળ્યું છે. પણ ગાંધી આપણી "ઝુઓલોજી" માં કયા પ્રાણીને મળતું આવતું પ્રાણી છે? તે હું હજી નથી સમજી શક્યો! તે અહિંસાનું શસ્ત્ર વાપરવા કહે છે તે આપણા પ્રાચીન અસ્ત્રશસ્ત્રોમાં કયા બુઠ્ઠા શસ્ત્રને મળતું છે? તે ભાલો છે કે બાણ? તલવાર છે કે કીરીચ? કટાર છે કે જાુમૈયો? બીજું એ સ્વરાજ માગે છે તો ઇંગ્લંડથીજ કે હિંદુસ્થાનમાંથી અપાવી દઇએ તો ચાલશે? હું ધારૂં છું કે તેનું સ્વરાજ મુંબઇમાં કોર્નેલીયા, તાજમહાલ, મોન્જીનીને ત્યાં ઢગલાબંધ પડેલી કેક, એમાંની કોઇ કેકને મલતી આવતી હશે; તેમ હોય તો તમે તેને તે આપી કાં નથી પટાવતા? અને........."

એક સ્ટેનોગ્રાફર-(વચમાં ઉભો થઇ)-"માનવંત સદગ્રહસ્થ, ભાઇ લોઇડ જ્યોર્જ! હું સાચુંજ કહીશ કે મારી શોર્ટહેન્ડ લખવાની ઝડપ પોણીચારસો શબ્દની છે. કલાકે કે મિનિટે તે મારા ડીપ્લોમામાં જણાવ્યું નથી-કદાચ સેકન્ડની હોય એ સંભવ લાગે છે. પણ તમે બહુ ઝડપથી ભાષણ કરો છો તેથી નોટ્સ લેતાં બહુ હરકત પડે છે......."

લોઇડ જ્યોર્જ—"વારૂં હું હવે ધીમે બોલીશ-હેં! હું શું કહેતો હતો? હા-સ્વરાજને બદલે એકાદ ક્રીસ્ટમસ કેક આપી કાંય નહિં પટાવતા?

બર્કનહેડ—"અને ભાઇ રિડીંગભાઇ, હું પણ એમજ પૂછું કે તમે તમારા વર્ણનમાં એક વખત લખેલું કે ગાંધીના બે જમણા હાથ જાડી કેહી સમા, મહમદ અને શૌકત એ સાચેજ કોહી છે?

અને જો કોઠી હોય તો તેમાં કેટલા મણ અનાજ માવાનો સંભવ છે? તે બન્નેમાંનો અકકેક કેટલી ખાંડી, કે કળશી અનાજ સંઘરી શકશે?'

અર્લ વીન્ટર્ટન—"આફ્રીન બર્કન ! આફ્રીન ! તારા પ્રશ્નથી હું બહુ ખુશ થયો છું. હું પણ એજ જાણવા માંગતો હતો. તેને માટે હું હિંદુસ્થાનથી યંગ ઇન્ડીઆ નામનું માસિક, નવજીવન નામનું ઇંગ્રેજી દૈનિક, ક્રોનિકલ નામનું ત્રિમાસિક નિયમિત મંગાવું છું અને તે દરેકમાં ગાંધી, સ્વરાજ, અહિંસા, મહમદ, શૌકત વિગેરેને ગોતી ગોતી, ફાંફાં મારી મારી, કંઠસ્થ કરી કાઢયાં, છતાં કદીક ગાંધી. કદીક ગાંધીજી, કદીક મહાત્મા ગાંધીજી, કદીક મીસ્ટર ગાંધી, આવાં આવાં અનેક નામો વાંચી નિર્ણય પણ ન કરી શકતો કે આ બધા માણસ એક કે જુદાં જુદાં? માટે પ્રશ્ન તો પહેલો એજ ઉપસ્થિત થાય છે કે ગાંધી એટલે શું?"

એક સભાસદ—"હમે પણ એમ જાણવાના છે. એજ મારે સમજણ લેવાનું મન છે, માટે બકી નાંખવો."

લોર્ડ રિડીંગ–"તમારી શંકાઓ તદન અસ્થાને નથીજ. આવી સ્વાભાવિક શંકાઓ કોઇના પણ મગજમાં ઉપસ્થિત થાય. અને હિંદ સમસ્તનો **તત્રભવાન વાઇસરોય એવો જે હું તેજ** તે શંકાઓનું નિવારણ કરી શકે. પ્રિયબંધુ લોઇડ જ્યોર્જે જે શંકાઓ પ્રદર્શિત કરી છે તેના હવે હું ખુલાસા કરૂં છું. જુઓ ગાંધી એ નામનો હાથી, ગાયકવાડ સરકારની હાથીશાળામાંથી છુટેલો, આખા હિંદુસ્થાનમાં ઉપાડો માંડી બેઠો છે."

લોર્ડ બર્કનહેડ—"અલ્યા રિડીંગ ! અહીં બધાને ભોટમામાજ સમજ્યા છો કે? અમે શું નથી જાણતા કે ગાંધી એ માણસ છે

અને પ્રજાકીય ચળવળ કરનારો છે અને હિંદુસ્થાનના લોકોને સ્વ-
રાજ માટે ઉશ્કેરે છે......"

લોર્ડ રિડીંગ—" માફ કરજો, હા, હું પોતેજ ભુલ ખાઇ ગયો!
હા, હુ તો કોઇ બીજાજ ગાંધીની વાત કરતો હતો. અને તમે જે
ગાંધીનું પુછો છો એ ગાંધી તો માણસ છે એમ હું પણ કહું છું,
પણ અર્લ વીન્ટર્ટન કહે છે તે પ્રમાણે તેમની એક ભૂલ હું સુધ-
રવા કહીશ કે યંગ ઇન્ડિયા માસિક નથી પણ અઠવાડિક, નવજીવન
અંગ્રેજી દૈનિક નથી પણ ગુજરાતી અઠવાડિક છે અને ક્રોનીકલ તો
ઇંગ્રેજી દૈનિક છે. પણ એમની આ ભૂલ ક્ષમ્ય છે. પાંચ હજાર
માઇલને છેટે વસતા માણસોમાં આવી ભૂલ થવાનો નવાણું ટકા સંભવ
છે. પણ મને બીક છે કે આ છાપાંઓ વાંચશો તો તમે હિંદને
માટે સહાનુભૂતિ ધરાવો છો તે નષ્ટ થશે. હીંદને જો તમે સ્વરાજ
આજ આપતા હશો તો માસ એક પછી આપવાનું મન થશે, માસ
એક પછી આપવાના હશો તો વર્ષ ઉપર વાત જશે, માટે તમે તો
તે છાપાંઓ બીલકુલ વાંચનાજ નહીં. તમારે તો અમારા ડીસ્પેચો
ઉપરથીજ હીંદનું ભવિષ્ય ઘડવાનું છે......"

બાલ્ડવીન—" ત્યારે શું તમને એમ શંકા છે કે અમે સ્વરાજ
આપવાના વિચારથી આજ નથી બેઠા? રિડીંગ ભાઇ તમે લાયબલ,
ડીફેમેશનના કેસમાં વખતે સપડાઇ જશો માટે અમારા જેવા અઠંગ
રાજ્યદ્વારીઓ સમક્ષ તો ચેતીનેજ બોલજો."

બર્કનહેડ—" હું તો એવો ઠરાવ રજુ કરૂં છું કે હીંદને
આજે સ્વરાજ આપવું."

લોઇડ જ્યોર્જ—" આફ્રીન ! આફ્રીન ! લોર્ડ બર્કનહેડ ! હુ પોતેજ એ ઠરાવ રજુ કરવા જતો હતો ત્યાં તમે ઠીક એ માન ખાટી ગયા. હવે હિંદુસ્થાનના વફાદાર લોકો તમને હારતોરાનાં પારસલ મોકલશે, તમારા દીર્ઘાયુષ્ય માટે મંદીર મસ્જીદોમાં પ્રાર્થનાઓ થશે......"

અર્લ વીન્ટર્ટન—" ભાઇ બસ થયું. વિષયને અનુસરીનેજ ભાષણ કરો આઉટ ઓફ ઓર્ડર મં જાઓ. પણ હું એટલું ઉમેરૂં છું કે હિંદુસ્થાનને સ્વરાજ આપવું હોય તો અમુક શરતે આપી શકાય. શરત વગર કેમ બની શકે ?"

બાલ્ડવીન—" હા, હું પણ એજ મતનો છું."

લોર્ડ રિડીંગ—" પણ.. પણ...હું હિંદુસ્થાનને સ્વરાજ આપવાની વિરૂદ્ધ છું. હજી તો મને બીજા પાંચ વર્ષ વાઇસરોય ચાલુ રાખવાની વાત તમોએ કાલેજ કરી ને આજે હિંદને સ્વરાજ આપી મને રસ્તે રઝળતો કરી મૂકવો છે? મારે એ વાત કબુલ નથી"

અર્લ વીન્ટર્ટન—"ભાઇ રિડીંગ, આમ તમે ઉશ્કેરાઈ ન જાઓ. હિંદને સ્વરાજ આપવાની ધગશ કાંઇ અમારામાં આજકાલની નથી. અમે તો પ્રાચીન કાળથી જ્યારે ઇન્ગ્લન્ડમાં કૃષ્ણ, બુદ્ધભગવાન પાક્યા, જ્યારે મહાભારત લડાઈ રામ જેવાએ, વુલ્વર્હામ્પટ્ન, કાર્લૈલ, લન્ડન, માન્ચેસ્ટર, લીડસ, સન્ડર્લાન્ડ, બ્રાડફોર્ડ, ગ્રીનીચ, પ્લીમથ વિગેરે આબાદ શહેરોને પીડતા રાવણને માર્યો, ત્યારથીજ ઇચ્છતા આવ્યા છીએ. માટે તમે કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર બેસી રહો અને અમે હુકમ આપીએ ત્યારે પહેલી તકે જૂનામાં જૂની સ્ટીમર, તૂટેલી ફૂટેલી, તેમાં બેસી બધા ગવર્નર જનરલો, કમીશ્નરો, આઇ,

સી. એસો વીગેરે આવી પહોંચ્યો. જાગોરે જાગો હિંદુસ્થાનના લોક ! હીંદને સ્વરાજ મળે છે.”

બાલ્ડવીન–“ભાઇ રિડીંગ, તમે આજે રાતેજ હિંદુસ્થાન ઉપડી જાઓ. હિંદને સ્વરાજ આપવાની શરત એ કે ગાંધીજી કમાન્ડર ઇન–ચીફ બને, મહમદઅલી અને શૌકતઅલી સંગીન શાસ્ત્રીઓ થઇ હીંદના સંગીત શાસ્ત્રીનું પુનરૂત્થાન કરે, મહમદઅલી ઝીણા, જયકર, વિગેરે બારીસ્ટરો કાપડ બજારમાં શુદ્ધ ખાદીનો વેપાર કરવા દુકાન માંડે મોતીલાલ નહેરૂ અઠવાડિયામાં સાત દિવસ મૌનવ્રત રાખે અને અને બાકીના દીવસે ભલે બ્રિટીશ રાજ્યના વખાણ કરે. હકીમ અજમલખાન, સૈયદ હસન ઇમામ વિગેરે હિંદુ શાસ્ત્રો ઉપર ટીકાઓ લખે, સરોજીની નાયડુ દવાખાનાઓ ઉઘાડે. વીઠલભાઇ પટેલ તથા વલ્લભભાઇ પટેલ બન્ને એકત્ર થઇ કલા, વિવેચન અને મનનનું એકાદ ત્રિમાસિક કાઢી તેના સંયુકત તંત્રીઓ થાય. આવી આવી રીતે જે જે નેતાઓ છે તેઓ પોતપોતાને સુયોગ્ય એવા હોદ્દાઓ લઇ લે.”

બધા—“ કબુલ, કબુલ, અમારે કબુલ છે. હિંદના લોક ! જાગો ! હિંદને સ્વરાજ મળે છે.”

રિડીંગ—“ જો, જો, હું હિંદ પહોંચ્યો કે ગાંધીજીની પેઠે અહિંસાત્મક અસહકાર શરૂ કરીશ ! !”



# કસુર એટલીજ કે હું પરણ્યો હતો.



ઘણીવાર મને આપઘાત કરવા જેવું થતું હતું અને તેનાં સબળ કારણ રજુ કરવાનું હું સામર્થ્ય ધરાવું છું.

ખરૂં પૂછો તો મને નોકરીએ રહ્યાં ઘણો વખત થયો હતો અને કામમાં પણ ઠીક આવડત મેળવી હતી. સ્વતંત્ર ખાતું ચલાવવાની જે ગુપ્ત શકિત હું ધરાવતો હતો તે હજી શેઠથી અજ્ઞાત હતી અને મારા સંબંધી કંઇ પણ આવડતનો સવાલ શેઠને હાસ્યાસ્પદ લાગતો તે તેમની નાલાયકીનો અદ્‌ભૂત નમૂનો રજુ કરી મારી વાત હું આગળ લંબાવું છું.

હું જાણે કેમ? આજકાલનોજ નવો હોઉં તેમ શેઠની ગાળો તેમજ ધમકી શિવાય બીજું કંઇ પણ મ્હાણવાનું કદિ મારા નસીબમાં નહિં લખ્યું હોય! જોકે મારામાં ભૂલ થવાનો સંભવજ ન્હોતો અને હું કદિ ભુલ કરતોજ નહિં તથાપિ મારા અવિચારી શેઠ કંઇ ને કંઇ ભૂલ કહાડી, "આ પત્રવ્યવહારમાં ક્રિયાપદ કેવું નાલાયક વાપર્યું છે? આવેલા ઓર્ડરોની કેટલી ગંદી નોંધપોથી રાખી છે?" આવા આવા વિચિત્ર, નાલાયક સવાલો રજૂ કરી મને પાછો પાડવાની નિષ્ફળ પ્રવૃત્તિમાં એ પડતા. આ તો હજી પાશેરામાં પ્હેલી પુણી થઇ. ઓછામાં પૂરૂં આમાં અમારી બાજુની ઑફીસવાળા શેઠ ધરમશી, ગૈસેટકે લાખોપતિ, તરફથી મને બહુ વિટમ્બણાઓ પડતી. અમારા શેઠ તથા તે બન્ને, હિન્દુસ્તાનની સત્તર કોલસાની ખાણના ભાગીયા હતા અને તેને અંગે તે શેઠને ઘણીવાર હિસાબની લેવડદેવડ તથા ધંધા સંબંધે

અમારા શેઠની ઑફીસમાં આવવું પડતું, પણ કમનસીબે હુંજ તેની આંખમાં ખટકતો હતો. અમારી ઑફીસમાં જ્યારે જ્યારે એ આવતા ત્યારે ત્યારે તે મારીજ પાસે પહેલા સીધા દોડી આવતા અને કંઇ પણ નિર્જીવ બ્હાના હેઠળ મને ઊધડો લઈ ગાલિપ્રદાન અને વાક્-પ્રહારદ્વારા ઘુમરાણ કરી મૂકતા અને અમારા ત્રણ કલાર્કના મ્હોટા સ્ટૉફની વચમાં મારા ગામ્ભીર્ય, અધિકાર અને સ્વમાનમાં ઊંડું ગાબડું પાડી જતા. જો કે તપાસ કરતાં મને ખબર મળી હતી કે તે શેઠની પેરવી મને રજા દઇ પોતાના સાળાના સાઢુભાઇને તે જગ્યાએ ગોઠ-વવાની હતી.

મારે માટે આ બહુજ અસહ્ય થઇ પડયું હતું. પણ શું કરૂં? હું બીજી નોકરી ખુશીથી શોધી લેત. મારો મશીઆઇ ભાઇ મને હંમેશાં સવાસોની નોકરીનું કહ્યા કરતો. મારા કાકાના ભત્રિજાને ત્યાં ટાઇપીસ્ટની જગા આજ જોઇએ તો મને મળે તેમ હતું પણ આ ઑફીસમાં મને જે શીખવાનું મળતું તથા વર્ષે બે વર્ષે, ત્રણ ત્રણ માસની સતત લડત કરી, પાંચ સાત રૂપીઆનું જે મોટું પ્રમોશન મળતું તે અનુસાર મને ભવિષ્યમાં બહુ સારો ચાન્સ હતો. પાંચ પંદર વર્ષે મેનેજર, સેક્રેટરી કે હેડ કલાર્કનું ભવિષ્ય હું ખુલ્લે નયને જોઉં છું.

આ દુ:ખી અવસ્થામાં સડયા કરતાં મને આપઘાતના વિચારો ઘણીવાર આવતા. નિરાશાની ઝનૂનમાં આવી જઈ હું ઘણીવાર દરીયા સુધી ફરી આવ્યો હતો કે હું તેમાં જઇ પડું. અનેકવાર કુવાની પાળ સુધી જઇ, દસેક મિનિટ સુધી તેમાં પ્રતિબિમ્બ જોઇ એકાદ કાંકરી કે પંચિકો ઉંચકી તેમાં ડબ્બ દેતો પધરાવી હું પાછો વળી

આવતો. પણ તેમ કરવાની આવશ્યકતા મને અણીને વખતે ખાસ ન લાગતી.

આ મારી દુઃખી અવસ્થા, સ્વમાનમાં પડતી ખામી, આવકમાં આવતી વિટમ્બણા તથા શરીર સુખાકારીમાં નડતી વ્યાધિઓ તરફ, હાથમાં માથું મૂકી, મ્હારા દુર્દૈવ ઉપર વિચાર કરતો હતો ત્યાં અચાનક અમારી બાજુની ઑફીસવાળા મારા હિતેચ્છુ શેઠ ધરમશીના સીપાઇએ આવી મને મારી વિચારમાળામાંથી જગાડ્યો અને અતિ માનસર નમ્રવદને નીચા નમી હાથમાં એક ચીઠ્ઠી મૂકી. મેં ધ્રુજતે હૃદયે ખોલી વાંચી. ખોલતાં હું વિચારવા લાગ્યો કે વળી કંઇ ધરમશી શેઠનું ધત્તીંગ હશે અને કામનું બ્હાનું કહાડી એકાદ તતડાવવાની તક શોધવાની આ તરકીબ હશે.

હું ચીઠ્ઠી વાંચવા લાગ્યો.

" **મી૦ બોઘાભાઈ,**

વિ૦ વિ૦ સાથં લખવાનું જે હું થોડા દિવસ માથેરાન જવાનો છું. મને તમને સાથે તેડી જવાની ખાસ ઈજ્નાસા છે. હું ધારૂં છું કે તમે આવી શકશો. બપોરે તમને ઘેર તેડી જવા મોટર આવશે. તૈયાર થઇ બપોરે બારોબાર સ્ટેશનેજ આવવાનું છે. ત્યાં આપણને બેએક દિવસ આનન્દ પડશે ....."

તમારો હિતેચ્છુ,
**ધરમશી.**

ચીઠ્ઠીમાં આ આમંત્રણને બદલે કડક ગાલીપ્રદાન હોત અથવા કર્કશ ભાષામાં મલીન શબ્દકોષનું લીસ્ટ હોત તો મને જરા પણ વિસ્મયતા ન લાગત. પણ આ ઉમળકાયુકત વચનોથી હું આભો

બની ગયો. હું વિમાસણમાં પડ્યો. હું મારી પોતાની આંખોએ વાંચેલું તદન જુઠું, બનાવટી માનવા લાગ્યો. મેં ચિઠ્ઠી ફાડી રોશમાં ફેંકી દીધી. ધરમશી શેઠના સીપાઇએ જવાબ લઇ પછીજ જવાની હઠ પકડી પણ તેને મેં તતડાવી હાંકી કહાડ્યો.

થોડા વખત પછી અચાનક એક, કોટપાટલુનમાં સજ્જ થયેલ, ટટ્ટાર પગલે મારી તરફ વધતા. એક સદ્ગૃહસ્થ મેં નિરખ્યા. ઑફીસના કામ પ્રસંગે આવનાર કોઇ હશે એમ ધારી તેને મારી પાસે ખુરશી આપી મેં બેસાડયા અને આગમનનું કારણ પૂછ્યું.

**“ दुसरा कांहीं नाहीं पण मी धरमशी सेठचा शोफर हाणून आहें. शेठ मोटरमधीं खालीं तुमची वाट पाहून बसलेले आहेत. कृपा करून यावें.”**

ધરમશી શેઠનો માત્ર શોફર, નહિં કોઇ સદ્ગૃહસ્થ, કે નહિં કોઇ કામ પ્રસંગે આગન્તુક, નીકળી આવવાથી હું મનમાં બહુજ ચીડવાયો. હું બની ગયો પણ મનમાંજ રોશ સમાવી, કોટનાં બટન બંધ કરી, ટોપી સાંધી મૂકી હું ઉઠયો, ફફડતે હૃદયે નીચે ગયો અને અદબ વાળી, નમ્ર વદને શેઠની સમક્ષ આજ્ઞાની કે ગાલિપ્રદાનની રાહ જોતો ઉભો.

“ઓહોહો! આવ્યા કે! ઠીક ઠીક. હું તો ત્હમારા જવાબનીજ રાહ જોઇ બેઠો હતો. ભલા માણસ! ચીઠ્ઠીનો જવાબ પણ ન મોકલ્યો? ઠીક, પણ તમે આ મોટરમાં ઘેર જાઓ. તે તમને ઘેર મૂકી જશે. અને સ્ટેશને પરબારાજ આવી પ્હોંચજો, સમજ્યા!” શેઠ અતિ નમ્રતાથી બોલ્યા.

હું લોખંડના ખીલાથી જમીનમાં જકડાઇ ગયો અને ધ્રુજવા લાગ્યો. "શું ખરી વાત? મારેયે માથેરાન શેઠની સાથે જવાનું હતું?"

હું મોટરવાળાને જરા થોભવાનું કહી ઉપર ગયો. શેઠને કેમ પૂછવું? રજા વગર કેમ જવાય? હું મુંઝાયો. પણ મારી મુંઝવણનો નીકાલ તરતજ થયો. મને શેઠે અંદર બોલાવી પોતેજ કહ્યું, "તમને બે દિવસ માથેરાન જવાની હું રજા આપું છું. ધરમશી શેઠની ઇચ્છા છે. જજો."

હું મોટરમાં બેસી ઘેર ગયો. જતાં વિચાર્યું, "ક્યાં એક ગરીબ કલાર્ક ને ક્યાં હું ધરમશી શેઠનો મિત્ર?" મારામાં કંઇક મ્હોટાઈ આવી હોય તેમ ભાસ થયો. હું મોટરમાં જતાં રસ્તે ચાલનારાઓ તરફ મશ્કરી અને દયાની દષ્ટિએ નિરખવા લાગ્યો. હું મારી પોતાની દયાજનક સ્થિતિ વિસરી ગયો.

રસ્તામાં મારા મિત્રો કેશવ ત્રિવેદી અને સન્મુખ માંકડ મળ્યા. મારી છાતી મ્હોટાઇથી વ્હેંત વ્હેંત ઉછળી. મારા જેવો આવડો મ્હોટો માણસ તેના જેવા ક્ષુદ્ર લોકોનો મિત્ર કેમ બનવા પામ્યો હશે તે મને ન સમજાયું. મારી મૂછોનાં ઉગતાં તરણાં આમળતાં, છાતી ફુટફુટ પહોળી ફુલાવતાં તેમના તરફ દયાની મેં દષ્ટિ ફેંકી. તેઓ આમ અચાનક મને મોટરમાં ફરતો જોઇ ચમકયા અને તેમની વિસ્મયતા અને કુતૂહલની દરકાર કર્યા વગર આંખના પલકારામાં ચાલી ગયો.

ઘેર ગયો અને મારી પત્ની મધુરીને મારા બે દિવસ માથેરાન જવાની અને સામાન તૈયાર કરવાની તાકીદ આપી.

"પણ તમને વળી કોણ માંયનો પૂત માથેરાન લઇ જવાનો છે?" મધુરી તતડી ઉઠી.

"લે વળી? કેવો વિચિત્ર સવાલ? ધરમશી શેઠ."

"પેલો તમારો મિત્ર!"

"હા, એજ રે એજ. પણ જો મારે વેળાસર સ્ટેશને પહોંચવું જોઇએ. તું તાકીદ કર." હું જરા દમામથી બોલ્યો.

"વારે વાહ! તમે તો કંઇ લંકા જીતી આવ્યા. પણ હારે! તમે ટ્રંક કયી લઇ જશો? લ્યો ઉંચકો હવે પેલું ઠોઠીયું!"

આ કટાક્ષેજ મને યાદ દેવડાવ્યું કે મારા ઘરમાં એક પણ ટ્રંક ન હતી. જર્જરિત એક ટીનનો ડબ્બોજ હતો અને બાકી તો બીજી વસ્તુ કોથળામાંજ રાખવાનીસ્તો.

"મેં તમને હજાર વખત કહ્યું હશે કે એકાદ ન્હાની શી ટ્રંક ઉંચકી લાવો! પણ માન્યું? લ્યો, હવે તમારા બેહાલ. બાંધો હવે લબાચા." મધુરી રડવા જેવી થઇ બેબાકળી બોલી ઉઠી.

"પણ તે...તે...ત્હેમાં ગુસ્સે શાની થાય છે? માથેરાન તો હું જવાનો છું કે તું? અમારા રામ ગમે તે લઇ જશે."

"અરે હારે! તમારા રામ તો ચીંથરે હાલ માથેરાન મ્હાણશે એ પણ જોઇશું. રેવડી ઉડશે રેવડી. સમજ્યા સાહેબ! અને કપડાં પણ બહુ સારાંજ પહેરવાનાં છેસ્તો ઘરમાં. તમારો વાર્ડરોબ તો ગોદડાં ભરવાનાં ચીંથરાથી ભર્યો છે ને સાથે શું લઇ જશો?" મધુરીનું અકેક વાગ્બાણ મારી મુશ્કેલી વધાર્યેજ જતું હતું. આખરે મને નછુટકે થોડા વખતને માટે મારી મ્હોટાઇ ખીંટીએ ટાંગવી

પડી. લપ્પાતે મ્હોંયે હું સન્મુખ માંકડને ત્યાં ગયો અને તેની ટૂંક માગી, મોટરમાં મળેલા અપમાનથી તે ચ્હીડવાયો તો હતો પણ આખરે અમે તો જીગર મિત્ર એટલે ટૂંક તો મળી. કેશવ ત્રિવેદી પાસે જઇ એમનું એક લીલું પાટલૂન, જર્જરિત હાફ કોટ, ફાટેલાં મોજાં વિગેરે લઇ હું ઘેર આવ્યો. ટૂંકમાંયે શું ભરવાનું હોવ? ઘરમાં કંઇ ભરવા જેવું હોય તો ને? તોપણ મારાં સારામાં સારાં જે કંઇ કપડાં હતાં તે ભર્યાં તોયે ટૂંકનો ચોથો ભાગ પણ ભરાયો નહિં. હું સજ્જ થયો. લીલું પાટલૂન, ઉપર બરએરીનો હાફ કોટ તથા ફાટેલાં મોજાં અને તેનાં ઉપર મારા ઓખાઇ સ્લીપર.

"અરે વાહરે વાહ!" અચાનક મધુરી મ્હારા ડ્રેસીંગ રૂમમાં આવી બોલી ઉઠી, વાહરેવાહ! બન્યા–આ તો કોઇ.....કહું?

"ચુપ રહે! અત્યારે મારો મિજાજ ઠેકાણે નહિં રહે." હું દમામથી બોલ્યો.

"અરે મિજાજનું તો સ્હમજ્યા; પણ...પ...ણ તમે તો અદલોઅદલ મોંજીની અથવા કોરનેલીયાને ત્યાંના લાગો છો," બોલી ત્યાંથી જવાબની રાહ વગર નાસી ગઇ.

*            *            *

હું સ્ટેશને પ્હોંચ્યો. ટિકીટ કહાડવા હું ટિકીટ ઓફીસમાં ગયો અને જેવો ટિકીટ કહાડવા જાઉં છું તેવોજ ધરમશી શેઠના બૈયાએ મારૂં કાંડુ પકડયું અને ટિકીટ વગેરે કહાડી છે અને શેઠ રાહ જોતા બેઠા છે એ સઘળું મને કહ્યું. હું ગયો અને વિચારવમળમાં ગુંથાયો. થોડા વખત પછી ચમકી જોઉં છું તો હું, શેઠ અને શેઠાણી.ની સાથે ફરર્ટ કલાસના ડબ્બામાં મુસાફરી કરી રહયો હતો.

અમે માથેરાન પૂગ્યા.

મારે માટે ત્યાં કંઇ વાતની ન્યુનતા ન હતી, મારા નસીબમાં કદી નહિં એવી શેઠાઇ, ચાકર, મોટરગાડી, વિગેરેનો તોટો ન્હોતો અને શેઠનાં માયાળુપણાંની હદનું તો પૂછવુંજ શું? નોકરચાકર મારી ત્હેનાતમાં ઉભા ને ઉભાજ.

આવી રીતે સ્વર્ગનો લ્હાવો લેતાં એ દિવસ તો સ્વપ્નાસમ થયા. કાલે તો મારે એ સુખ છોડી પાછું ઘાણીના બેલની માફક એને એજ સ્થળે જવાનું હતું. શેઠની વૃત્તિમાં આ શો ફેર અને એ દિવસમાં હું પાછો જઇ એની એજ જીંદગીમાં પડીશ તેનું શું મહત્વ?

મારો જવાનો વખત આવી પ્હોંચ્યો. શેઠ શેઠાણી મારી જમવાની ઉતાવળ કરી રહ્યા હતા. હું ઉતાવળો ઉતાવળો, ભારે હૈયે, જવાનો વખત આવતાં ધબકતી છાતીએ, શેઠ સાથે જમવા બેઠો. થોડા વખતમાં શેઠાણી સ્હામાં પાટલો નાખી બેઠાં.

"ત્યારે હવે તમે તો જશો." શેઠે આદર્યું.

"હાજી, હવે તો જવુંજ રહ્યું ને? છુટકો છે?"

હું કંઇક ગમગીનતાથી બોલ્યો.

ત્યાં મૃદુ સ્વરે, મ્હોટાઇના ડુંગર ઉછળતાં શેઠાણી બોલ્યાં, "તમે તમારાં વહુ તો જોયાં ને?"

હું પ્રશ્નનો સ્પષ્ટ અર્થ તો ન સ્હમજી શક્યો પણ કોઇ પણ રીતે અર્થ બેસાડીને બોલ્યો :

"હા! મેં તો કયારનાંયે જોયાં છે?"

"એમ કે! કેમ ગમ્યાં?" શેઠ કેરીનો એક ગડબો મ્હોંમા પધરાવતા બોલ્યા.

"ગમવા ન ગમવાની હવે વાત શી?" હું બોલ્યો.

"એમ કેમ?" શેઠાણી ઉંચાંનીચાં થતાં બોલ્યાં.

"નાં, કંઈ નહિં." મેં પતાવ્યું.

"ત્યારે તો હવે નક્કી જ ને?" શેઠે અચાનક ભેદી પ્રશ્ન મૂક્યો.

"શાનું નક્કી?" હું સવિતર્ક બોલ્યો.

"બીજું શાનું? લગનનું?"

"કોનાં લગન?" હું મ્હોંમાં પુરીનો કોળીયો ગોઠવતાં બોલ્યો.

"બીજાં કોનાં? તમે તો હજી સમજતાય નથી. આવડા મ્હોટા થયા. વળી ભણેલ ગણેલ. આ તમારાં લગન, તમ્મારાં...શેઠ સમજ્યા!" બીજી બાજુ મ્હોં ફેરવતાં, "ચંપક! ઓ ચંપક! અ વ તો." શેઠાણી સહાસ્ય, ટકોર મારતાં બોલ્યાં "જુઓ, આ તમારી વહુ!"

શેઠની એકની એક પુત્રીનું નામ મેં માત્ર બે દિવસથી સાંભળેલ. મારાં નયન સમક્ષ મુંઝવણનું અભેદ્ય વાદળું છવાયું. હું ગભરાયો અને બોલી ઉઠ્યો:

"આ મારી વહુ!" હું ઉભો થતાં બોલ્યો, "આ મારી વહુ! એ કેમ બને! આ મારી વહુ ન્હોય. શેઠ ભૂલ્યા! મારી વહુ તો એ ઘેર બેઠી. હું તો વર્ષ ચાર...કોરાં કડાક ચાર વર્ષ થયાં પરણી બેઠો છું. પરણવું, લગન, વહુ......વાત શી ને ચીત શી?"

શેઠ શેઠાણીએ કંઇ વધુ પ્રશ્ન પૂછ્યોજ નહિં. હું ધારૂં છું કે મારા નિરાકરણથી તેઓને સંતોષ થયો હશે.

હું સજ્જ થયો અને શેઠ શેઠાણીને મળી લઉં એમ ધારી ઘાટીને પૂછ્યું. ઘાટીએ જવાબમાં સીધું પધરાવ્યું કે શેઠાણીના પ્રકૃતિ તમને મળવા અનુકુળ નથી અને શેઠ બહુ કામમાં છે. તમારે જવું હોય ત્યારે જજો."

હું ધ્રુજતો નીચે ઉતર્યો. ન મોટર કે ન કંઇ ગાડી, ન ઘાટી કે ન ભૈયો. મારી ટ્રંક પણ એક ખુણામાં પડેલ તે મેં ઘાટીને ઉંચકવાનું કહેતાં કંઇ બ્હાનું કહાડી એ નાશી ગયો. આખરે ટ્રેનના થતા વખતથી મેંજ ટ્રંક ઉચકી, નીચે ઉતરી સ્ટેશન તરફ પ્રયાણ કર્યું.

હું માંડ સ્ટેશને પ્હોંચ્યો. ખીસામાં ટીકીટ કહડાવવા જેટલા પૈસા ન્હોતા. મારા બાપના એક જુના મિત્ર મળી જવાથી તેટલા તો ઉછીના મળ્યા. ટીકીટ કઢાવી જેવો થઇ કલાસમાં ગોઠવાવા જાઉં છું ત્યાં ધરમશી શેઠના કંઇ કામ પ્રસંગે આવેલો ભૈયો મળ્યો. તેને મેં બોલાવી આ બધી ગુઢ બાબતનું નિરાકરણ પૂછ્યું. ત્યારેજ ખબર પડી કે તેની એકની એક પુત્રીને માટે ભણેલા વરની શોધમાં હું ગ્રેજ્યુએટ તેની નજરે આવતાં તેને મનપસંદ પડેલ તેને અંગે આ બધું ધત્તીંગ!

ત્યારેજ તેની આ બે દિવસની કૃપા અને અવકૃપાનું કારણ!

અને મારી હાલની દુ:ખદ અવસ્થાની મારી એટલીજ કસુર કે હું પરણ્યો હતો!

*　　*　　*

હું ઘેર ગયો. કુતૂહળમાં એકત્ર થયેલાં મધુરી, સન્મુખ માંકડ અને કેશવ ત્રિવેદીના ઉપરાઉપરી મૂકેલા એક પણ પ્રશ્નનો ઉત્તર આપવાની મેં સ્પષ્ટ ના પાડી. અને ધુંધવાતે ચિત્તે તેમની ટ્રંક અને કપડાં લઈ જવાની આજ્ઞા કરી. અને અસ્વસ્થ પ્રકૃતિના લૂગડાં ખડાનાં હેઠળ હું સુવા જતો હતો ત્યાં :

"કેમ મહેરબાન! આ શા હાલ! માથેરાન જઇ આવ્યા તેમાં માંદા!" મધુરી સહાસ્ય બોલી.

"ચુપ! ખબરદાર! હું ઉશ્કેરાયો તો એ ધોલ સ્હોડી કહાડીશ." હું ચ્હીડવાઇ બરાડયો. અને સૂતો સૂતો ગણુગણ્યો કે, "મધુરી! કસુર એટલીજ કે હું પરણ્યો હતો!"

મધુરી બોલી ઉઠી, "હેં! હેં! હેં!"



# "ઓધા" ને તો નિંદ,
# કાળજડાનાં ઠારણાં.

———:o:———

## ( સોરઠા. )

ઓધા ઊઠયા જાણુ, આંખ્યો બન્ને ચોળતા,
ઘડીયાળે પરમાણુ, વારે વારે નિરખતા, ૧.
લાંબી ચાલી ઊંઘ રાત બધી ઘોર્યુ ખરૂં,
રાત ગઇ નવ શુધ, સાડા દસ વાગી ગયા. ૨.
બોલ્યા "ઓધા" હાય અત્યારે ઓફીસ છે,
કવિ છતાં સદાય જેલ મહિં જાવું પડે. ૩.
"મારા વાગ્યા બાર, હેડ હવે વઢશે મને,
મારા તૂટયા તાર, પણ "પ્રેસ" ચાલે નહિ." ૪.
ખાધું મેં લુચ લૂચ ઝટ મેં પ્હેર્યાં લુગડાં,
દોડી કરતો કૂચ, ઓફીસે આવ્યો ખરો. ૫.
પેડો ફાટયું આભ, "કેમ? તમે મોડા અરે!"
મેં જાણ્યું નવ લાભ, "નવ ગુનુ નવ બોલ્યા મહી." ૬.
ઝોલાં અપરંપાર મસ્તક માંડયું ડોલવા,
હપકો બે ત્રણ વાર પેટ ભરી ખાધો ખરો. ૭.
બહુ ઊંઘે નવ લાભ, ચૌદ ઘડી પૂરતી ખરી,
"ઓધા" તૂટે આભ, કલાક સત્તર ઊંઘતા. ૮.
મન થતાંજ લગાર "ડાઇનેમો" ચાલૂ કરૂં,
કાવ્યનદીની ધાર ધડધડ ચાલુ થાય જયાં. ૯.
પકડે "ઓધા" પેન પાટી પર લખવા જયહાં,
નિદ્રા ઘેરે નેન ઓધા નિદ્રા મ્હાણતા. ૧૦.
"ઓધા"ને તો નિંદ, કાળજડાનાં ઠારણાં!
ઊંઘ! ઊંઘ! ઓ હિંદ! જગત ભલે જાગે બધું. ૧૧.

# સીનેમા કેમ ભજવાય ?

"ઓઘો ! ઓઘો !" ભલા કંઇ લાજ કે શરમ ? આખો દિવસ ઓઘો ! ઓઘો ! સ્હાડા સાતસો વખત ઓઘો. હવે તો હદ વળી ગઇ. મારાં કાળજાં તો જાણે કુતરાં ખાઈ ગયાં. પણ કરવું કેમ ? કંઈ રસ્તો ?

હું જ્યારે જ્યારે ફરવા નીકળું છું ત્યારે ગામનાં છોકરાં મને 'ઓઘો ઓઘો' કહી ખીજવે છે. મને ઓઘો કહે તો કંઇ ખાસ હરકત જેવું છેજ નહિં, કારણ મારૂં પોતાનું નામ ઓઘો છે. પણ ખરૂં પૂછો તો મારૂં શરીર એટલું નમેરૂં છે અને ઘાટ એટલો રળીયામણો દીસે છે કે મને બ્રહ્માએ નિરાંતની વેળાએજ ઘડેલ હશે. હું બધાને આ વાત સ્પષ્ટપણે કહું છું પણ કોઇ માનતાજ નથી અને જાણે કેમ હું કુરૂપ હોઉં, જાણે મારૂં મ્હોડું કેમ સવા પાલી ચણા સમાઇ જાય તેવી કોથળી હોય ? પણ શા માટે મને કોઇએ 'ઓઘો' કહેવું જોઇએ ? મારૂં નામ 'ઓઘો' હોય તોયે શું હું 'ઓઘો' થયો ?

અને ધારો કે મને કોઇએ 'ઓઘો' કહેવાની ધૃષ્ટતા કરી; તો શું મારે એને શિક્ષા ન કરવી ? પણ શિક્ષા કેમ કરાય ? હું તો શાન્તિમય અસહકારમાં માનનારો છું. શાન્તિથી અને આત્મદમનથી બધું સાધવું અને કદાચ ધારો કે મેં શાન્તિ તજી, ક્રોધથી અંધ થાઉં તો પછી હું કોઇને મારવાજ માંડું અને તેમાં પછી પચીસ પચાસનાં ખૂન થાય. ખૂન થાય તે તો હરકત નથી પણ પછી મારે નાહક કોરટે ચઢવાની તસ્દી લેવી પડે તેનું કેમ ? અને જો એક

વખત માફ કરી શિક્ષા ન કરૂં તો તેઓ બીજી વખત તો કહેજ. અને મારે માથે બમણી શિક્ષા કરવાની અણગમતી ફરજ આવી પડે. પછી શિક્ષા કરવામાં હું થપ્પડ પસંદ કર્યાને બદલે ધોલ પસંદ કરૂં અને મારતાં મારા હાથ દુઃખે તો પછી મારી કવિતાના શા હાલ થાય? અને માર મારવા ખાતર મારા રસિક વાંચકોને નિરાશ કરવા એ તો મને ઠીક નથી લાગતું.

પણ શિક્ષા તો થવીજ ઘટે. અને શિક્ષા કરવીજ તો પછી એવી સજ્જડ કરવી કે ફરી 'ઓઘો' નામ ઉચ્ચારવાનું તેમનાથી બની શકેજ નહિ, તેમ કરતાં હાથ દુખ્યા તોયે શું? અને હાથમાં લીધી કડિયારી ને હું ફરવા નીકળ્યો. "ઓઘો ઓઘો" વળી ભણકાર કાન ઉપર પડયા. હવે મારા ઉપર મહાભારત કામ આવી પડયું. સરકારના રાજ્યમાં ફીતુરીઓની આ ચળવળ કેમ પોષાય અને તે પણ વળી મારા જેવા મોભાદાર માણસ અને વળી કવિ સામે? તેઓને એટલી પણ ખબર નથી પડતી કે મારૂં મગજ અત્યારે કેટલું મુંઝાઇ જતું હતું? મારૂં કુંમળું મગજ જેમ પાતળા કપડામાં અઢી મણ શાક બાંધ્યું હોય અને ફાટુ ફાટુ થાય તેમ થાય છે એની તેઓને દરકાર છે? આ વખતે મને થયું કે રસ્તા ઉપર પણ પોલીસનો જોઇએ તેવો બંદોબસ્ત નથી. જોઇએ તેટલી મીલીટરી (લશ્કરી સિપાઇ) પેટ્રોલ કરતી નથી. મને થયું કે તે કામ હું ઉઠાવી આમ બચાવ માટે હું લાયક છું કે નહીં તે બતાવવા તો સરકારે પોલીસ નહિં લઇ લીધી હોય? હો, તે હો! પણ મારે તો સિપાઇનું કામ બજાવવુંજ રહ્યું. મેં ફરીને જોયું તો 'હાથી પાછળ કુતરા' તેમ 'ઓઘા પાછળ છોકરા.' મેં લાકડી ઉગામી અને તે લાકડી કંઇક

સાથે જોરથી અફળાણી. મને લાગ્યું ઠીક બની, હવે કદી મારૂં નામ કોઇ ન લેવાનું, પણ ત્યાં તો મારૂં માથું સખત દુખ્યું, અને મારી ભૂલ તરત જણાઇ કે લાકડી તો મારા માથા સાથે અફળાઇ હતી. મારૂં માથું ભમવા લાગ્યું અને હું જરા બે હાથથી દાબતો રસ્તા વચ્ચેજ બેસી ગયો.

તો પણ મારા માથામાં બહુ ન્હોતું વાગ્યું. અને ધારો કે બહુ વાગ્યું હતું તો યે શું? મને બોઘો કહેનારને ન્યાયની રીતે શિક્ષા કરતાં મારે દુઃખ ભોગવવું પડે તોયે શું? સરકારી હાઇ કોર્ટમાં બિચારા જડજને કોથળો પહેરી, માથે ગલેચી ઘાલવી પડે છે, ઘામમાં બફાવું પડે છે અને વળી કાયદાના અઢી મણીકા થોથાં ઉથલાવવાં પડે તે જૂદું. આના કરતાં મારૂં દુઃખ તો વધારે નથી ને?

હું ઉઠ્યો, કપડાં ઠીકઠાક કરી, ટોપી જરા સીધી મૂકી આગળ ચાલ્યો.

'બોઘો! બોઘો!' વળી જામી. મારા એક વખતના ફારસથી છોકરાઓને રમુજ ઉપજી હતી એટલે એ તો બમણા છેડાયા અને મારી પાછળ ભસતા ભસતા આવ્યા. મને તે વખતે જૂનાગઢમાં બનતા એક દૃશ્યની વાત યાદ આવી. એક ગાંડો દરરોજ રસ્તાપરના બધા કાગળ એકઠા કરી પોટકું માથે મૂકી ગામમાં ફરે. છોકરાઓ એને મારે, પત્થર ફેંકે તોયે તે બોલે નહિ. કદીક તે દાંત કચડાવતો પણ કંઇ ફળ ન મળતું. મને પણ દાંત કચડાવવાનું મન થયું. કદાચ અફળ જાય તો! મેં ફરી લાકડી ઉગામી. પણ ખંચાયો. લાકડી નીચે મૂકી એકાદને પકડી જરા લમધારવાનું ધાર્યું. મેં કહ્યું હું દોટ મૂકી એકાદને એવો સજ્જડ તમાચો ઠોકી દઉં કે પછી મારે ફરી ખીજાવાની તસ્દી લેવી પડેજ નહિં, એમ વિચારી વાંકી

નજરે જોઇ, ડાંગ નીચે મૂકી, મૂઠી વાળી એક છોકરાની પાછળ દોડયો. સૂર્યનો ઘોડો સાધારણ રીતે સહુથી વેગવાળો કહેવાય છે. ભલેને ! આ વખતે તો મારી દોટ ઉચ્ચૈઃશ્રવસને પણ હંફાવે તેવી હતી. હું છોકરાને પૂગ્યો ન પૂગ્યો ત્યાં મારા પગ નીચે કંઇ પોચું પોચું ચગદાયું. મેં ધાર્યું બીચારા કરચલા જેવું કંઇ ચકદાયું હશે ને મને પાપ લાગશે. વિજળી વેગે આ વિચાર આવીને ગયો ત્યાં તો હું નીચે, જમણી બાજુપર, જમીનના વધતા જતા ગુરૂત્વાકર્ષણથી, ફસડાઇ પડયો અને જોઉં છું તો પગે કેળાંની છાલ ચોંટી છે. મને લાગ્યું કે કંઈ ખાસ હરકત જેવું નથી. બીચારો કરચલો તો નથી ચગદાયો. માત્ર એ તો કેળાંની છાલજ. બીચારો કોઇ કેળું ખાય અને તેની છાલ આપણને નીચે ગબડાવે તો યે શું ? એની કેળું ખાવાની લહેજત કરતાં આપણાં હાડકાં પાંસળાં શું વધુ કિંમતી છે? એને કેળું ખાવાનો જેમ હક્ક છે તેમ મને પડવાને.યે હક્ક છે. કારણ હું જાળવીને પડું તો તે કામ મને આકરૂં ન લાગે તેથી કેળાંની છાલ મારા પગ નીચે છે એ ખબર પડતાંજ હું મારી મેળે ગબડયો કારણ કેળાંની છાલમાં પાડવાના ગુણ છે તે ગુણવિરોધી હું થાઉં તો પછી કુદરતને કોણ માને? અને એ બધું છતાં રસ્તો માપવાનો હક એકલી મ્યુનિસિપાલીટી લઇ જાય એ એક મનુષ્યની સ્વતંત્રતા છીનવી લેવાની બધી તરકટી યોજનાઓ છે.

હું પૂરેપૂરો બેભાન તો ન થયો મારી આસપાસ મારી દયા ખાનારૂં ટોળું ફરી વળ્યું. મેં જોયું કે તેમાં મને ખીજવનારા છોકરાઓ પણ હતા.

મારે તેઓને શિક્ષા કરવી તો ખરીજ. એક ગૃહસ્થ તદ્દન મારી નજદીક આવ્યા અને મારી ખબર પૂછવા લાગ્યા. મેં કહ્યું, 'એ તો

જરા સ્હેજ. મને લાગ્યુંજ નથી. માત્ર મારાં હાડકાં અને કાળમીંઢ પત્થરના ઘસડાવાથી જરા ગ્સ્તોજ ઉખડી ગયો છે. અને તે ખાતે મ્યુનિસિપાલીટીનું બીલ હું ભરીશ નહિં."

હું પગ ચંચવાળતો ઉઠયો. અને મારી લાકડી શોધવા મંડયો પણ મને મળીજ નહિં. મેં નિશ્ચય કર્યો કે મારી લાકડી તફડાવી જનારનું હું જરૂર કોક દિવસ ખૂન કરીશ. અને મને કોર્ટમાં ઘસડી જનારને એક તમાચો મારી સમજાવી દઇશ કે એના જીવ કરતાં મને મારી કડીયારી ડાંગ વધારે વહાલી છે.

હું ખોંડગતો ખોડંગતો જ્યાં આગળ ચાલ્યો ત્યાં ફરી "બોધો! બોધો!" બૂમ સાંભળી. મેં મારી પાસે ઉભેલા છોકરાને એક તમ્મર આવે તેવો તમાચો ચોડી કહાડયો. પણ મારી કમનસીબની કહાણી હું કોઇ દિવસ ફરી તમને નહિં કહું. તમાચો બીચારા એક રસ્તે ચાલતા ગૃહસ્થને લાગ્યો, પણ તે સારો માણસ કે એણે મને કંઇ પાછી શિક્ષા ન કરી. પણ જો મને તે પાછો મારત તો તેને હું જરૂર પોલીસ ચોકીપર ઘસડી જાત, કારણ રસ્તે ચાલતા મારા જેવા ખાનદાન કવિને એ ગૃહસ્થે મારવાની કંઇ જરૂર ન હતી.

મેં ફરવા જવાનું માંડી વાળ્યું.

હું ઘેર ગયો. આપ વીતેલી કોને કહું? મ્હારી પત્ની મધુરી, મારા વિખરેલા વાળ, ધૂળવાળી ટોપી, પૅાલીશ વગરના બૂટ જોઇ ખડખડ ટ હસી પડી. હું તો ચુપચુપ મારી ઓરડીમાં જઇ પગ પંપાળતો, માથું ખંજવાળતો બેઠો. મધુરી હસતી હસતી આવી મારી પાસે બેઠી. મારા મોં સામું જોઇજ રહી.

અમે મૌનજ રહ્યાં. પણ હું ગણગણ્યો "એ તો જરા સીનેમા ભજવ્યો તેથીજ આમ થયું."

# મ્હારા મિત્રોને ચ્હાપાર્ટી.

મેં મ્હારા જીગર મિત્રો કેશવ ત્રિવેદી અને સન્મુખ માંકડને ચ્હા શી વસ્તુ છે તથા પ્રાચીન કવિઓએ તેનું કેવું સ્તવન કર્યું છે અને કેવાં કેવાં ઉત્કૃષ્ટ વર્ણનથી આવાહનો કર્યાં છે એ સમજાવવા અઢીસો અફળ પ્રયાસો કરેલ. બાણ, કાલિદાસ, ભવભૂતિ, ભર્તૃહરિ, જગન્નાથ, આદિથી મહાન આચાર્યો શંકર રામાનુજ, દંડી, વિશ્વનાથ વિગેરે સુધીએ પણ ચ્હાદેવનું સ્તવન કર્યાં કેડેજ નવું કાવ્ય કે મહાભારત પ્રયત્નો આદર્યાં છે, ત્યાર બાદ તે રુઢિ આધુનિક કાળના મ્હોટા મ્હોટા ઋષિમુનિઓએ પણ ચાલુ રાખેલ એ સાબીત કરવા મ્હોટા દળનાં ત્રણ પુસ્તકો ભરાય એટલી સાબીતીઓ, મુખપાઠો, શ્લોકો, ચરણો, આવલિઓ વિગેરે રજુ કરેલ પણ તેઓએ ચ્હાના ગુણમાં શ્રદ્ધા લાવવાની સાફ ના પાડી. ચુસ્ત વૈષ્ણવો જપમાળા કરતાં **कृष्णं वन्दे जगद्गुरुं** અથવા **श्रीकृष्णः शरणं मम** જેમ મનમાં અનેક વખત બોલે છે તેવીજ રીતે સવારના ઉઠી સર્વ કોઇ સાંજના સૂતા લગી **चहां वन्दे जगद्गुरुम्।** ચ્હાદેવમાં રચ્યાપચ્યા રહે તો મોક્ષના દ્વાર ઉઘડેજ એ પણ અખતરા અજમાવી જોવા તેઓને સૂચવેલ પણ અનાસ્તિકયબુદ્ધિ તેઓએ પચ્ચીસ વખત ડોકું ધુણાવી મારી સૂચનાનો સવિનય અનાદર કર્યો.

અને સવારમાં એક વખત કે પછી બપોરે કંટાળ્યા હોઇએ તો બીજી વખત ચ્હા લેવી નુકશાનકારક નથી, અને હું પણ આ પ્રમાણે ચ્હા બે વખત લઉં છું એમ કહી તેઓમાં ચ્હાની પ્રીતિ પણ જાગૃત

કરવા અનેક પ્રયાસો કરેલા પણ ભેંસ આગળ ભાગવતની માફક સર્વે પ્રયાસો નિષ્ફળ નીવડયા.

પણ મનુષ્ય તે કોણ માત્ર ? આટલો આટલો વખત તેઓનાં હૃદયને મીનીટના દોઢસો વખતના વેગથી પડતા ડ્રોપ હેમર (*Drop hammer*) આગળ જબ્બરમાં જબ્બર લોખંડ તે કોણ માત્ર ? મારી કહેવાની મતલબ એજ છે કે તેઓ એક દિવસ અચાનક આવી ચ્હાના ગુણગાન સાંભળવાની ઉત્કંઠા દર્શાવવા લાગ્યા. હું સમજ્યો કે ચ્હાદેવના વખાણ વારંવાર મારી પાસેથી સાંભળ્યા છે એટલે તેઓને હવે ચ્હાદેવ સાથે વ્યવહાર શરૂ કરવાની મતિ સૂઝી લાગે છે.

"ઓ કેશવ," સન્મુખ બોલ્યો, "તું પેલું શું કહેતો હતો ?" "માંકડ, જો તો, આજે આપણને બોધા કવિ ચ્હાપાર્ટી આપવાના છે અને તે આમંત્રણ આપણે ખુશીથી સ્વીકારશું." કેશવ બોલ્યો.

મારો વિજય થયો અને આખરે તેઓને ચ્હા પીવાનું મન થયું માટે પહેલાં તો હું બહૂજ હરખાયો. અને મેં તરત હા પાડી ને બીજે દિવસે તેઓને ચ્હાપાર્ટી આપવા મેં કબૂલ રાખ્યું.

હું ઘેર ગયો અને આ વિજયડંકાના સમાચાર મારી પત્ની મધુરીને સંભળાવ્યા. મેં તે વખતે આ ખબરને બદલે એકાદ મોહન કે પબડી માળા, સાંકળાં કે પોંચી, સોનાની બંગડી કે છડા એમાંનું કંઇ તેને ભેટ આપ્યું હોત તો તે આટલી ખુશી ન થાત. ઉલટું એ તો એટલી ખુશી થઇ કે તેણે તુરત હા પાડી દીધં.

"હં જુઓને, બહુ મઝા પડશે હોં. કેશવ અને સન્મુખ ચ્હા પીતા થાય એ આપણું કયાંથી નસીબ? અને આ વખતે તેઓને

એવી સરસ ચ્હા આપવી કે તેઓ ખુશખુશ થઇ હંમેશને માટે ચ્હા પીવામાં મશગુલ થઇ જાય."

આટલું બોલ્યા પછી મધુરીએ લગભગ અર્ધાએક કલાક હસ્યાજ કર્યું. જ્યારે જોઉં ત્યારે તે મ્હોં મલકાવી સ્મિત કરતીજ હોય. હું તો એટલું ધારી શકયો કે તેનો ઉલ્લાસ સન્મુખ અને કેશવના ચ્હા પીવાના માન્યાને આભારીજ હોવો જોઇએ.

તેઓને મેં સવારના ચ્હા પીવા આવવા કહેલ પણ પાછળથી તેઓએ કહાવી મૂકાવ્યું કે સન્મુખને તો તેની વહુને સવારે દાકતરને બતાવવા લઇ જવાનું હોવાથી આવી ન શકે. માટે ચ્હાપાર્ટી રાત ઉપર રાખવી એમ ઠર્યું.

મેં મધુરીને કહ્યું "મધુ, આજે તો દૂધનીજ ચ્હા થવી જોઇએ. અને છ આનાની રતલ ચ્હા ન વાપરતી, આજે પેલી આઠ આનાવાળી ભૂકી વાપરજે, સમજીને, અને ચ્હા બહૂજ લહેજતદાર થવી જોઇએ અને એટલી સરસ હોવી જોઇએ કે તેવી કોર્નેલીઆ, તાજ, મેજેસ્ટીક, મેટ્રોપોલ, કૂપર, ગોખલે અથવા વેલણકર વિગેરેને ત્યાં પણ મળવી દુર્લભ. અને તેઓને હમેશની ટેવ પડે તેમ કરવું."

મધુરીને માથે આજ મહાભારત કામ આવી પડયું હોય તેમ લાગ્યું. સવારથી ઊઠતાં વ્હેંતજ તેણે હસવું શરૂ કરેલ પણ હું બીજું કોઇ કારણ નજ ધારી શકયો. આજનું તેનું કામ ટપોટપ ખુટી જતું હતું અને મધુરી વારંવાર મારી પાસે આવી ઉભી રહેતી. સાંજ તો પડી ગઇ અને આઠ વાગ્યા એટલે કેશવ અને માંકડ કંઇ વાતો કરતા મારા દિવાનખાનામાં દાખલ થયા અને

થોડા વખતમાં તો પ્રાયમસ ધમાધમ કરતો ચાલતો થયો. થોડીવારે કેશવ અને ત્રિવેદીનાં વહુ પણ આવ્યાં.

હું હજી બેસાડવાની ગોઠવણ કરૂં છું ત્યાં તો કંઇ યાદ આવ-વાથી મધુરી હાંફતી હાંફતી આવી અને પોતાની જગ્યા જાણે કેમ રજીસ્ટર કરતી હોય તેમ બોલી ઊઠી, "આ મારી સાટે કોઇ ન બેસતા." મેં જોયું તો તેની જગા એક બારી પાસે પડતી હતી.

"એ તો બા, ઘરનાં ધણીઆણી સારી જગ્યા જોઇ બેસેસ્તો" કેશવનાં વહુ છણુકર્યાં.

"નહિં નહિં, મધુભાભી ઠીક કરે છે" સન્મુખ બરાડયો.

"ખામોશ, ઉશ્કેરાઇ ન જાઓ, મધુભાભીની એ જગ્યા એમને મુબારક હો !" કેશવ ગર્જના કરતો બોલ્યો.

મને તે લોકોએ છેક ખુણામાં બત્તીથી બહુજ દૂર જગ્યા આપી કહ્યું "જુઓ, કવિ, આ તમારી જગ્યા."

થોડી વેળ ગઇ ત્યાં મધુરીએ બારી ઉઘાડી નાંખી અને અમારો લેમ્પ એકાએક પવનનો ઝપાટો આવવાથી ઠરી ગયો.

"મધુભાભી, કવિશ્રી, બાકસ, મેચીસ લાવો, બત્તી કરીએ" સન્મુખ ધાંધલ કરવા મંડી ગયો.

"ગમાર જેવો દેખાય છે" કેશવ ઉશ્કેરાઇ બોલ્યો, "શું ટર-કીશ બાથ જ લીધા કરવો છે! અહિં તો બારી વગર બફાઇ જઇએ છીએ."

"કેશવ અને સન્મુખભાઇ, શાન્ત થાઓ, બારી ભલે ઉઘાડી રહી, આપણે ચાહ પીવી છે ને, નથી મોતી પરોવવાં!" મધુરી જતાં જતાં બોલી, "આ હું ચ્હા લાવી." તે ચ્હા લેવા ગઈ.

પડાપડી સહિત ચ્હાના કપો ગોઠવાયા. ઉન્હી ઉન્હી ને લહેજતદાર. બધાને એક એક કપ દેવાઈ રહયો કે પહેલુંજ કામ મારી પત્નીએ પોતાનો કપ મ્હોંયે માંડવાનું કર્યું અને ચ્હા બહૂજ મઝેની થઇ હોય તેમ જેમ બને તેમ શુભ વિશેષણોનો શબ્દકોષ ખલાસ કર્યો "અહાહા, આવી ચ્હા તો મેં મારી આવડી ઉમરમાં પીધી જ નથી. શું લ્હેજત, શું ખુબી!" એટલું બોલી ગુપચુપ એક રકાબી ગટગટાવી ગઇ.

"વાહ ચ્હાદેવ વાહ! જગતની બધી લહેજતનો સમૂહ, સમસ્ત દુનિઆની મીઠાશનો એકત્ર કરેલો સંચય! આખા ભૂમંડળનો એકઠો કરેલો ઉત્કૃષ્ટ સ્વાદ! ઉર્વીમાનાં અનેક દૈવી અનુભવોમાં પ્રથમ! દેવો, આવો, આવો, અમારા ચ્હાદેવની પૂજામાં ફાળો આપો, **चहां वन्दे जगद्गुरुम्**" હું આ પ્રમાણે ચ્હાદેવનું સ્તવન કરવા લાગ્યો.

થોડી વારે સન્મુખ અને કેશવ કંઇ કાનમાં ગુસપુસ કરવા લાગ્યા અને કીટલીમાંથી બીજી ચ્હા કહાડી પીતા હોય તેમ મને લાગ્યું.

હું હજી સુધી ચ્હાને અડકયો પણ ન્હોતો. કારણ હું સાધારણ ગરમ શિવાય વધુ ગરમ ચ્હા પી શકતોજ નથી. કારણ વધુ ગરમ પીવાથી દાંત પડી જાય છે અને ફેફસાં ચારણી જેવાં થઇ જાય છે.

"હું ન્હોતો કહેતો કે જેવો સન્મુખ અને કેશવ પહેલોજ ચ્હાનો સ્વાદ ચાખશે કે લાગલાજ તેઓ ચ્હાને વખાણશેજ. કારણ ચ્હા એ અજબ વસ્તુ છે. જેણે જેણે ચાખી જોઇ છે તેને અમૃત-

સમજ સ્વાદ આવ્યો હશે અને સ્વર્ગનાં અમૃત કરતાં આમાં કંઈક ર્હેની મીઠાશ માલુમ પડશે.” મેં કહ્યું.

સન્મુખ, કેશવ, તેઓના બન્ને વહુ બોલ્યા વગર કપ ઉપર કપ ખલાસ કરવા મંડયા. હું એટલો તો હરખાઇ ગયો હતો કે હું ચ્હા પીવાનુંજ ભૂલી ગયો.

“વાહ ચ્હાદેવ વાહ, ભવભૂતિ જેનો ઉપાસક હતો તે કંઈ અજબગજ વસ્તુ હોઇ શકે. તેઓ માલતીમાધવમાં કહે છે કે “**यदि इन्दौ अपि आनन्दं न भजते, प्रणयिनि जने वापि सा एव प्रियङ्गुश्यामाङ्गप्रकृतिः चा पाण्डु मधुरम्, नान्यत् किंचित्**” હું “**यदिन्दावानन्दं**” શ્લોકનું પૃથકકરણ કરતાં બોલ્યો. જો કોઇ જગતમાં ચીજ હોય કે જે પ્રણયિજનને અથવા ઇન્દુને ભૂલી જાય તો પ્રિયંગુ જેવી શ્યામ પ્રકૃતિની છતાં પાંડુ અને મધુર એ ચ્હા એકજ વસ્તુ છે.

આટલું બોલ્યા પછી મને યાદ આવ્યું કે હજી મારી ચ્હા તો એમની એમજ રહી ગઇ. મેં તુરત પ્યાલો મ્હોંએ માંડયો. મને આજની ચ્હામાં ઔરજ સ્વાદ આવ્યો. મીઠાશ બરાબર પ્રમાણસરજ, નહિં વધુ નહિં ઓછી, દૂધ તો અંદર પુષ્કળ હતું અને રોજના કરતાં ઘટ્ટ દેખાયું. ચ્હા પણ બરાબરજ પડી હતી અને નહિં ઓછી સ્ટ્રોંગ, નહિં વધુ. તે માટે હું બહુ ખુશી થયો અને મધુરીના મારાથી બને તેટલા વખાણ કર્યાં. ચ્હાના સ્વાદ તરફ સન્મુખ અને કેશવનું ધ્યાન ખેંચ્યું અને આવા સ્વાદની ચ્હા પીવા તેઓ આજે આવ્યા તે માટે મેં તેમને શાબાશી આપી. અને એટલું પણ કહ્યું કે જો આટલી આટલી વખત ટોંકીટોંકી તેમને ચ્હા પીવા આગ્રહ ન કર્યો હોત તો તેઓ આવી મધુર ચ્હા પીવા નશીબદાર થાતજ નહિં.

મારો ઉપકાર માની સભા વિસર્જન થઇ.

બીજેજ દિવસે મને ખબર પડી કે ત્રિપુરીએ કારસ્તાન રચી મને બનાવ્યો હતો અને ચ્હાને બદલે ગરમ પાણીજ પીવડાવ્યું હતું. અને આ ચ્હા નથી પણ માત્ર પાણીજ છે એ પણ મને ખબર ન પડી તે માટે બીજે દિવસે ત્રણેક ડઝન માણસો ખડખડાટ હસતા મારા રૂમમાં દાખલ થયા. હું કંઇ ન સમજ્યો પણ પાછળથી મને ખબર પડી કે તેઓ મારી મુર્ખાંઇ તરફ હસતાજ હતા.

હું પણ તેઓનું માનતોજ ન્હોતો. કારણ ચ્હા મારા ધારવા પ્રમાણે બહુજ સ્વાદિષ્ટ બની હતી અને ઉલ્ટું મને તો તેઓની મશ્કરી કરવાનું મન થયું. પણ તેઓ એટલું બધું હસતા હતા કે મને પછી મારા મત તરફ શંકા આવતી ગઇ અને મધુરીને એકાન્તમાં દમ મારી પુછીશ એમ નિશ્ચય કરી રાખ્યો.

અમે એકલા પડ્યા ત્યારે મારા મ્હોડા સામું જોઇ મધુરી એટલું બધું હસતી હતી કે હું બધું સમજ્યો અને તેની હુશિયારી માટે મેં તેને ધન્યવાદ આપ્યો. અને મારી સ્વાદશક્તિની તીવ્રતા ઉપર પણ મને તેટલુંજ ખડખડ હસવું આવ્યું.



# અમારી સીનેમા કંપની.



સીનેમા કંપની ઊભી કરવાનો વિચાર અમલમાં મૂકવા મેં જે પ્રયાસો કર્યાં છે, તે તો અમારી કંપનીની ફીલ્મ તૈયાર થયા પછીજ લોકોને ખબર પડશે. છેલ્લાં પાંચ વર્ષમાં સીનેમા કંપનીઓનો આમ જવાળામુખી ફાટી નીકળશે, એવી મને શંકાયે નહોતી. નહીં તો એ રોગ ફાટી નીકળ્યા પહેલાંજ હું મારી કંપનીની ફીલ્મો રસિક પ્રજા વર્ગ સમક્ષ મૂકી દેત.

આજકાલની સીનેમાની ફીલ્મ બનાવનારી કંપનીઓ ફીલ્મ લેવામાં પાત્ર, સ્થળ, યુગ વગેરેનાં વિચાર કર્યાં વગર ચિત્રપટ લઇ પાડે છે અને તેને લઇને અજ્ઞાન સમાજ ઉપર ખોટી અસર પડે છે. તેવી ભૂલોથી મારે ખાસ સાવચેત રહેવાનું હતું. શકુન્તલાની ફીલ્મ મેં જોઈ ત્યારે મને એમજ થયેલું કે કાલિદાસના સમયમાં હન્ટીન્ગ કોટ, ઉચી એડીવાળા બુટ અને સાડીમાં પીનો ખોસાતી હશે. પણ એ ભૂલ શાકુન્તલ વાંચ્યા પછી સુધરેલી. કૃષ્ણજન્મની ફીલ્મ જોયા પછી મને એમ થયેલું કે મથુરા નગરીમાં સતત ધરતીકંપ થયા કરતો હશે, પણ પાછળથી મારી ભૂલ જણાયેલી કે ભૂતકાળની ભવ્ય મથુરા નગરીનો તાદૃશ્ય ચિતાર લાવવા જે કૃત્રિમ પડદો ઉભો કરેલ, તે પવનથી સતત હાલ્યાજ કરતો હતો તેથી એવો ભાસ થતો હતો. સીનેમાની ફીલ્મમાં હનુમાનની ગદા જોઇને રામાયણના ગૌરવનું અનુમાન કરવાનું હોત તો જરૂર રામાયણ માટે મારૂં માન નષ્ટ થાત, કારણ સીનેમાની હનુમાનની ગદા એક વખતે થાંભલા સાથે ભટકાયાથી,

થાંભલો પડી જવાને બદલે, ગદાના કકડે કકડા થયા હતા. આવી અનેક ભૂલો અક્ષમ્ય હોઈ, મારે તેનાથી ખાસ સાવચેત રહેવાનું હતું.

* * *

માલતી–માધવ નામનું નાટક ફીલ્મમાં ઉતારવાનું ત્રણ વિરૂદ્ધ એક મતે અમે નક્કી કર્યું. વિરૂદ્ધમાં માત્ર એક મધુરીજ. મધુરીની નિર્બળતા ઉપર મને પુષ્કળ હસવું આવ્યું. અને તે અધરામાં અધરૂં નાટક, ઉંચા પ્રકારના પાત્રો, પ્રાચીન સમયના સરંજામો વગેરે સરજાવવા એ દુર્ઘટ કાર્ય છે, એ તેના પાયા વગરના વાંધાને મેં એક સપાટે ઉડાવી દીધો.

જાહેરખબરો દેશદેશાવર અગાઉથી આપેલી તેના જવાબમાં અમારી ફીલ્મ રજિસ્ટર કરવા અમારી પાસે સમસ્ત હિંદુસ્તાનમાંથી ઉપરછલી ગણત્રી પ્રમાણે સવા ત્રણસો અરજીઓ આવેલ, તેથી અમોએ પહેલાંથીજ મોટું ડિપોઝીટ લઈ એક સીનેમા થીએટરવાળા સાથે ત્રણ માસમાં માલતી–માધવની ફીલ્મ તૈયાર કરી આપવાનો કોન્ટ્રાક્ટ ઘડી કહાડયો.

## દૃશ્ય પ્રથમ.

(કામન્દકી અને અવલોકિતા પ્રવેશ કરે છે.)

ફીલ્મયન્ત્ર સંચાલક—સન્મુખ માંકડ.

વસ્ત્રાલંકારાદિ કલાત્મક વિભાગનો ડાયરેકટર—કેશવ ત્રિવેદી.

અભિનય વિભાગના ડાયરેકટર—શ્રીમતી મધુરી.

સર્વોપરિ વ્યવસ્થાના મેનેજર—શ્રીયુત્ "ઓઘો, બી. એ.

('મધુરી આગળ આવી બોલી.)

"કામન્દકી અને અવલોકિતા! તમે વાતો કરતાં હો તેમ મ્હોં ચલાવો, અને હાથ મસ્તક વગેરે જરૂર જોતા આમ તેમ ચલાવો."

(કામન્દકી અને અવલોકિતા વાત કરતાં જણાય છે. યંત્ર કામ શરૂ કરે છે.)

હું આગળ વધી—"અરે ભાઇ રે મારા! અહીં કંઈ તલવારો વીંઝવાની નથી, હાથ અભિનય પ્રમાણે ચલાવો. મધુરી તું જરા વધારે મહેનત લઇને આ બોબાઓને શીખવ."

કામન્દકી: અવલોકિતા—"મેનેજર સાહેબ! અમને અત્યારે ભાઇ ન કહો, અમે અનુક્રમે કામન્દકી અને અવલોકિતાના પાઠમાં છીએ."

ત્યાં કેશવ ત્રિવેદી એકાએક બોલી ઉઠયો—"નખ્ખોદ જાય પેલા મકના હજામનું, સવારે આવ્યોજ નહીં, અને આ કામન્દકી—અરે મહમદ તેલીની મુછોજ સાફ મુંડવાની રહી ગઇ. સન્મુખ ફીલ્મનું યંત્ર બંધ કર. કાચું કપાઈ ગયું. બાપરે!!"

## દૃશ્ય બીજું.

(માલતી અને માધવ બાગમાં બાંકડા ઉપર બેઠા છે.)

માધવ—"મેનેજર સાહેબ! કયી રીતે અને કેટલી છટાથી હું બોલું તો ઠીક લાગશે?"

મધુરી—"માધવ! તું ચુપ રહે. અહીં બોલવું નિરર્થક છે, યંત્રમાં માત્ર અભિનયજ કામમાં આવશે. બોલવું તો માત્ર બતાવવાજ.

માધવ—"એમ કે? મેં જાણ્યું જે બોલવું પડતું હશે, અને તે યંત્રમાં ઝીલાઇ જતું હશે, તેથી હું રાણા પ્રતાપના નાટકમાંથી આજેજ પ્રતાપનું મોટું વીરરસ ભર્યું ભાષણ કંઠસ્થ કરી આવ્યો હતો."

સન્મુખ—“ મધુભાભી, તમે સામા આવી અભિનય શીખવવા રહયાં, તેટલામાં મારો હાથ જરા યંત્રને અડી ગયો, અને તમે પણ યંત્રમાં ઝીલાઇ ગયાં......પણ પેલી માલતી ક્યાં ગઇ?”

( માલતી દોડતી પ્રવેશ કરીને )

“આ રહી, આ રહી, એ તો જરા આજે ખોરૂં તેલ ખાઇ . આવેલો, અને તેથી ગળું બેસી ગયેલું, અને મારે ગાવું પડશે એમ ધારી જરા સાકરની કકડી મ્હોંમાં નાખવા ગયેલ—ચાલો હવે બોલો, મારે શું કરવાનું છે ? ”

સન્મુખ—“ શું કરવાનું હોય, કપાળ ? ઉતાવળમાં યંત્રમાં ફીલ્મ જ ગોઠવવાની રહી ગઇ છે. કર્યું કારવ્યું બધું ધૂળ મળ્યું.

## દ્દશ્ય ત્રીજું.

( મદયન્તિકા—પાછળ દોડતો વ્યાઘ્ર. )

કેશવ ત્રિવેદી—જોયું ને ? વ્યાઘ્ર આબેહુબ સાચોજ લાગે છે. આપણને સાચો વાઘ કેળવતાં બહુ વખત લાગત, પણ આમાં કંઇ ખામી જણાતી નથી.

સન્મુખ માંકડ—“મદયંતિકા તું દોડ : વ્યાઘ્રને કહો કે તે દૂરથી દોડતો આવે.

( યંત્ર ચાલુ )

બધા—“ આફ્રીન! આફ્રીન! આ દ્દશ્ય બહુજ આહ્લાદજનક થશે.”

( તાળીઓના ગડગડાટ )

(મદયન્તિકાની ચીસ, વ્યાઘ્રનું પૂર જોસથી તૂટી પડ્યું, મદયંતિકાનો દયાજનક વિલાપ, સન્મુખનું યંત્ર ફેરવવામાં સચોટ ધ્યાન. મધુરી, કેશવ અને હું દૃશ્યમાં તલ્લીન, ત્યાં એકાએક.)

"મદયન્તિકા! ડર ના, હું કંઇ વાઘબાઘ નથી. તું બિલકુલ ગભરાતી ના. હું તો વાઘના ચામડામાં ઢંકાયેલ મોરલો કુંભાર છું, મારે તને મારવોય નથી, શા સારૂં તને દુ:ખી કરૂં બાપલા! એવું સીનેમું ઘેર રહ્યું."

બસ. થઇ ચૂક્યું. છમરડયો વળ્યો. બાજી હાથથી ગઈ. ફીલ્મ બગડી. હાય મારી તે દિવસે કંઈ પ્રગતિ કર્યાં વગર અમે ઘેર ગયાં.

## દૃશ્ય ચોથું.

(દેવી સમક્ષ દેવાતો માલતીનો ભોગ. ઉગામી તલવારે ઉભેલો અઘોરઘંટ અને કપાલકુંડલા.)

(યંત્ર ચાલુ.)

અઘોરઘંટ—"ભીષણ દેવી સમક્ષ માલતી! તારા જેવાનો ભોગ બરાબર થશે અને......અને......બાપજી આગળ ભૂલી ગયો.

મધુરી—"અરે કંઇબી ડોક! અહીં કંઈ બોલ્યું બગડવાનું નથી"

અઘોરઘંટ—"ઠીક તીયાડે અને કુંભાર કરતાં ગધેડા ડાહ્યાં થઇ જાય તો પુછડું આમળી ઉભું કરવું, માલતી તને ગધેડાની પીઠ ઉપર બેસાડી આખા ગામમાં ન ફેરવું તો હું મકનો મેરાઇ નહીં."

મધુરી—"અઘોરઘંટ, તું હવે બોલ્યાજ ન કર, હવે તલવાર ઉગામી માલતીને માર, ત્યાં માધવ આવી પહોંચશે અને તને મારી

માલતીને છોડાવે, ત્યાં સુધી કંઇ પણ કલાત્મક અભિનયથી તું દશ્યને શોભીતું કર.

અઘોરઘંટ—"ઠીક લ્યો તંઇ. શોભિતાથી અનિભવને દરશય કરૂં."

અઘોરઘંટ તલવાર ઉગામે છે. માલતી શીષ નમાવે છે. તલવાર થાંભલા સાથે અથડાય છે, અને તૂટી જાય છે. (યંત્ર ચાલુ છે.)

હું બોલી ઉઠયો—"કેશવ, આવીજ તારી વ્યવસ્થા કે? આવી તલવાર કયાંથી ઉચકી લાવ્યો કે તૂટી ગઇ?"

કેશવ—"હું શું કરૂં? સાડા ત્રણ માસ થયા હથિયારનો પરવાનો મેળવવા અરજી કરેલ છે, પણ હજી આવ્યો નથી, તેથી કાગળના પુઠાને કાપી તલવારનો આકાર બનાવી તેને લાકડાનો હાથો ખીલી મારી વળગાડી દીધો. બીજું શું થઇ શકે? ચટ દાળ અને પટ રોટલી."

મારા ક્રોધનો પાર ન રહ્યો—(આમ તેમ જોઇ) "પણ સત્યાનાશ જાય, પેલો માધવ કયાં ગયો? તેને બોલાવી થોડા વખત માટે તેની પાસેથી બીજી તલવાર માગી લ્યો."

મધુરી—"પણ માધવનો પત્તોજ નથી."

(શોધાંશોધ કરતાં અમારા કેમ્પના એક ખૂણાની ઓરડીમાં પુઠું કાપી રહ્યો માલમ પડયો.)

"આ શું કરે છે?" અમે બધાં બરાડી ઉઠયાં; "કાં' અઘોરઘંટભાઇ માટે એક પુઠાની તલવાર બનાવી, પણ મારે માટે બીજી ન બનાવી રાખી? હવે માલતી બહેનને બચાવવા હું તલવાર વગર કેમ આવી શકું? તેથી હું આ બીજી તલવાર બનાવી રહ્યો છું!"

## દૃશ્ય પાચમું.

(લવંગિકાના વેશમાં સુતેલો મકરંદ. ધીમે પગલે પલંગ પાસે આવતી મદયન્તિકા.)

કેશવ—" આ વખતે કલાની નજરે કંઇ કચુંબર થવા સંભવ નથી. ભાવનાનો ખુડદો સ્વપ્નેય બનવાની વકી નથી. સન્મુખ કરી દે તારૂં યંત્ર ચાલુ. મધુ ભાભી ચલાવો તમારો અભિનય. સાહિત્ય, કલા, ભાવનાના સપ્રમાણ સંમિશ્રણનો અદ્‌ભૂત નમુનો જગત જોઈ રહેશે!"

મધુરી—" મકરંદ તૈયાર થઇ જા અત્યારમાંજ ઝોલાં ખાવા મંડયો? સજ્જ થા અને લવંગિકાનો વેશ પહેરી પલંગમાં સુઇ જા. જેવી મદયન્તિકા પલંગ પાસે આવે કે તારે સાડી ખેસવી પ્રગટ થવું."

(મકરંદ લવંગિકાનો વેશ પહેરી પલંગ પર સૂઇ જાય છે. યંત્ર ચાલુ થાય છે. મદયન્તિકા ધીમે ધીમે પલંગ ભણી જાય છે.)

મધુરી—" શાબાસ મદયંતિકા! બરાબર અભિનય આવી ગયો છે. આમજ આ દૃસ્ય સંપૂર્ણ થવું જોઇએ. શું લાલિત્ય! શું સૌંદર્ય!"
(મદયંતિકા પલંગ સુધી જઇ પહોંચી. મકરંદનો સંચાર પણ નથી થતો.)

મધુરી—મકરંદ, ઉઠ, જાગ, મદયંતિકા આવી પહોંચી છે. (પલંગમાં સળવળાટ નથી થતો.) (કેશવ ત્રિવેદીને) જુઓ તો ખરા. એ સુઇ કેમ રહ્યો?"

(યંત્ર બંધ પડયું) અમો પલંગ પાસે ધસી જઇ પહોંચ્યા. સાડી ખસેડી જોયું તો મકરંદ ભરઊંઘમાં ઘોરતો હતો. તેને ખૂબ

ઢંઢોળ્યો, પણ ઊઠેજ નહીં. અમે બૂમરાણ કરી મૂકી, અવાજો કર્યા, પલંગ અફાળ્યો પણ કેમે કરી તેની નિદ્રા ઉડીજ નહીં. આખરે કંટાળી અમે નિરાશ થઇ બેઠા. તે દિવસ બગડ્યો તેની ચિંતામાં હતા, ત્યાં મકનો મેરાઇ દોડતો હાંફળો ફાંફળો આવી પહોંચ્યો: "કાં, મોરલા કુંભારનો પાઠ ભજવાઇ રહ્યો ? અમે તો ડાયરામાં એની વાટજ જોઇ રહ્યા," એમ બોલી ચોપાસ શોધવા લાગ્યો, અને પલંગ ભણી દોડી જઇ બોલ્યો, "અરે ભાંગનો બેવડો ગટગટાવી અહીં પલંગમાં ઘોરતો પડી રહ્યો લાગે છે. અમને સૌને કાં ન કહી ગીયો, અમેય પલંગમાં પોઢવા આવત ને ?

## દૃશ્ય છેલ્લું.

સૌથી ઉત્કૃષ્ટ ભાવના—
સીનેમાની છેલ્લી શોધની પરિસીમા—
કલા, ભાવના અને સૌંદર્યનું કચુંબર—અને

પ્રાચીન સમયના ગારવનો આબેહુબ ચીતાર—વગેરે જાહેર ખબરો પાછળ, અગાઉના તો કોઇ દશ્ય માટે નહીં પણ આ દશ્ય માટે અખૂટ ખર્ચ કરવો પડશે એ સંબંધે આ છેલ્લું દશ્ય ફીલ્મમાં ઉતાર્યા પહેલાંજ અમે ઉંડી ચિંતામાં પડયા, પણ આખરે " આ ચિંતા આટલામાંજ અસ્થાને છે. આ છેવટની ફીલ્મ સારી ઉતરશેજ એમાં શંકા નથી અને 'સૌ સારૂં જેનું છેવટ સારૂં' એ ઉક્તિ અનુસાર આપણી અગાઉની બધી ફીલ્મો ભલે બગડી હોય પણ આ છેવટની એકજ જો સુધરી જાય તો ભવપાર તર્યાં સમું છે," આ મધુરીના ભાષણને અમે મજબુત ટેકો આપી ફીલ્મ લેવાનું શરૂ કર્યું.

મધુરી-"ચાલો, ચાલો, નોર કરો, તમે તો બધા ભાર્ગ ભાઇ, તમને હજાર વખત કહ્યા છતાં વાતોનાં વડાં કરતાં અટકતાંજ નથી. અને અહીં જ્યાં ટાણુાનાં નાણું છે ત્યાં વળી ભાણુામાં છાણું શા માટે પીરસો છો?"

મધુરીની આ હાકથી મોરલો કુંભાર, દાનો હજામ, મકનો મેરાઇ, ગાંગો સોની, કાનો ઢેડ (યાદ રાખજો કે અસ્પૃશ્યતા-નિવારણના અમે હીમાયતી છીએ) મહમદ તેલી, પાંચો ભરવાડ અને વિષ્ણુ પંચીગર ધડબડ કરતા દોડી આવ્યા.

કેશવ-અરે નખ્ખોદ જાય તેનું, તે હજી તો તમે બધા ધોયેલ મૂળા જેવાજ અહીં રજુ થાઓ છો. તમોએ વસ્ત્રો તો સજ્યાં નથી."

દાનો હજામ-(આગળ વધી લટકાથી) "બાપજી અસ્ત્રો તો સજાવવા ગીઓ, તો પણ દુકાન બંધ તે શું કરૂં?"

કેશવ-(પિ-તો ઉકાળીને) દાના, અહીં અસ્ત્રો સજાવવાની વાતજ નથી. વસ્ત્રો ઉર્ફે અલંકારો ધારણ કરી લેવાની વાત છે."

મોરલો કુંભાર-"શાનેમું ઇ લંકાનું રણ કરવા બરોબર ઈ કેસુ સાબની વાત સાવ સાચી. આઇતો ફરતે ચાકે ચટ પીંડો ને પટ કુંડું ઇ વાલી વાત છે. કોણી મારી કુયડો કાંઇ અમથો થાય છે?"

નકામી વાત બહુ વધી પડી માટે હું આગળ ધસ્યો.

"કેશવ, તું તારી આડંબરભરી ભાષામાં બોલે તે આ મૂર્ખ લોકો કયાંથી સમજે? તું ગામઠી ભાષામાં એ લોકો સાથે વાત કર."

બધા—"શાહબ, અમને મુરખ કોસો તી અમે પાહમાં ની ઉતરતા."

હું, હાથમાંથી સરી જતી બાજી જોઇ, ફેરવી બોલ્યો : “ના ભાઇ ના, તમે તો અઠંગ ખેલાડીઓ છો.”

મહમદ તેલી—પણ બાપલા! શીનેમું કેતાતા તી ચંઇ તીયાર થાશે? ઝટ દીખાડો ને!”

કેશવ ત્રિવેદી—મોરલા તું કામન્દકીના વસ્ત્રો પહેર, દાન, તું થા ભૂરિવસુ, કાનો થાય માધવ, મહમદ તું કામન્દકીનો વેશ ઘાલ, પાંચા તું થા કલહંસ અને વિષ્ણુ પંચીગર, તું શ્રીપર્વત-એટલે કે પર્વતનો પડદો ઝાલી પછાડી ઉભો રહે.

મોરલો— મમ્મદ, તું ને હું ને બેઇને કામન્દકી થાવાનું.

* * *

અથાગ શ્રમના ફળ સ્વરૂપે આ છેવટની ફીલ્મ આવવાની હતી. સંપૂર્ણ, ખોડ ખાંપણ વગરની, અભિનયનો ચુનંદો નમુનો, અમને જગજાહેર કરશે એ સંબંધે હવે અમારા મંડળમાં બે મત નહોતા.

સન્મુખ—ચાલો, યંત્ર ગોઠવાઇ ગયું છે.

બધાં પાત્રો—ચાલો, અમ સંધાય સજાઇ ગયા છીએ.

મધુરી—( આગળ વધી ) માધવ તું અદૃશ્ય થા, માલતી તું તે પડદા પાછળ ઉભી રહે, અને લવંગિકા, કામંદકી અને મદયંતિકા તમે માલતીના ખોવાઇ જવા વિષે શોક પ્રદર્શિત કરો. ભૂરિવસુ ચલાવ.’ (યંત્ર ચાલુ)

(મૂર્છિત માલતીને લઇ માધવ પ્રવેશ કરે છે)

સૌદામિનીની આકાશવાણી “ભૂરિવસુ, તું અગ્નિમાં ના પડ, માલતી તને મળશે......”

ત્યાં મોરલો અને મહમદ અંદર અંદર લઢતા સંભળાય છે.

મોરલો કુંભાર—પણ બાએ મને કામન્દકી બનવાનું કહ્યું છે.

મહમદ તેલી—હવે જા, જા. નહીં તો પાઇ બેસીશ. બાએ હુંને કામન્દકી બનવાનું કહ્યું છે.

મોરલો કુંભાર—અલ્યા મમ્મદીયા, આડો આવ માં, કાલ્ય બા મારા લટકાથી રાજી ગીયાં ઇથી મારે શીનેમું કરવાનું છે. હમજ્યો ? આડો થીયો તો ચાક ચડાવીશ.

મહમદ તેલી—તું આઘો ખસ, નીકર ઘાણીમાં પીલી તેલ કાઢીશ.

અમે માંડ બન્નેને ટાઢા પાડયા, પણ બન્નેમાંથી એકકેયે પાઠ મૂકવાની ના ન પાડી. એથી ઉલટું બેમાંથી જો એકને પાઠ છોડવાની ફરજ પાડવામાં આવશે તો તે તોફાન મચાવશે. મોરલાએ કુંભારનું ટોળું લાવી અમારા ઉપર હલ્લો કરવાની ધમકી આપી, અને મહમદે અહીસો ચાહુસોને એકત્ર કરવાનો દમ માર્યો.

અલબત હું બિલકુલ આ દમથી નજ દબાયો. હું એકલો બધાને પહોચી વળત પણ હીમખીમ ફીલ્મ ઉતારવી એજ અમારૂં ધ્યેય હતું. તેથી બન્નેને પાઠ છોડી ચાલ્યા જવાનું કહયું.

"ઠીક લ્યો તંઇ," કરી બન્નેએ ચાલતી પકડી.

અમે કામન્દકીનો પાઠ આપવાની ચિંતામાં પડયા. એકને જેમ તેમ કરી તૈયાર કર્યો, જ્યાં શરૂ કરવા જઇએ ત્યા સીનેમાનું યંત્ર ગુમ થયેલું માલમ પડયું. કેમ્પના તંબુઓ નજરે પડયાજ નહિં, જૂદા જૂદા વેશમાં સજ્જ થયેલા પાત્રો શોધ્યા જડયાજ નહિં.

સન્મુખ—મુઓ સાળો મમ્મદીયો. મેં મારી નજરે સીનેમાનું યંત્ર લઇ નાસતાં જોયો......"

હું બરાડયો—"તંઇ અક્કલ—મૂઠા, કાં મને ન ચેતવ્યો, નહિં તો તેનો ખુડદો કરી નાંખત"

સન્મુખ-અરે પણ આમ કાં ઉશ્કેરાઇ જાવ? સીનેમાનું યંત્ર લઇ જઇ ખાટી જાય તેમ નથી, એ તો ધાસલેટનો ખાલી ડબો હતો, એમાં કાણું પાડી કાચ બેસાર્યો હતો, અને બાજુમાં જૂના ગ્રામોફોનનો હાથો નાખી હલાવવાનું કર્યું હતું. આપણને કયાં નુકશાન જવાનું હતું.

"શાબાસ સન્મુખ, તેં સાચા યંત્રનુ ખર્ચ ન કર્યું. અમસ્તું નહિં તો ખર્ચ ગેરવલે જાત. કેશવ, પણ પેલાં વસ્ત્રો ભાડે લાવ્યા છીએ તેનું શું?"

કેશવ-એ તમને ખબર નથી? પુછો છો તી? એ તો પેલી નાટક કંપનીમાં મારા એક મિત્રને મળવા ગયો હતો. ત્યાંથી બધાની નજર ચુકાવી એક લેબાશ ભરેલી ટ્રંક તફડંચી ખાતે ઉધાર કરી આવ્યો હતો.

બધા-આફ્રીન! આફ્રીન? આપણે બધાય ખરાં હોં?

× × ×

મધુરી-ખરૂં પૂછો તો આપણી આજકાલની ફીલ્મોમાં અભિનય જેવી વસ્તુ જ નથી.

કેશવ-ફીલ્મ કંપની કાંઈ શોધી કહાડી લીધી મેનેજરશીપ. જોઇએ તો ખરા કેવો અભિનય શીખવી શકો છો.

હું બોલ્યો "મધુરી, તું હવે કંઇ બોલતીજ નહિં. આપણી ફીલ્મ લેતી વખતે તારો અભિનય કચરોજ હતો!

સન્મુખ-ભાઇઓ અને બહેનો! આપણી કંપની વોલન્ટરી લીકવીડેશનમાં ગઇ, તે માટે દીલગીરી જાહેરનો પ્રસ્તાવ રજુ કરૂં છું. એમાં આપણો દોષ નથી એટલું કહી, વધુમાં, દોષ સંજોગોનો છે એટલું કહી બેસી જવાની રજા લઉં છું.

——:*:——

# બગાસાં બાઓ!

આલમ આખામાં એકવાર તો નજરે નાંખો—કદાચ તેમ કરતાં તમારાં ચક્ષુ કસાશે, દુખશે, ટુંકી નજરવાળાં થશે, ચસ્મા પહેરાવશે. પણ એકવાર નજરે નાખો. સારી આલમ ઉપર તો તમને દર્દો જણાશે. કવિઓમાં કવનનાં દર્દ, દાકતર વકીલોમાં પૈસો લૂટ-વાનાં દર્દ, વ્યાયામ શાસ્ત્રીઓમાં દંડ બેઠકનાં દર્દ, આળસુઓમાં ઉંઘવાનાં દર્દ (મને જે દર્દ હાલમાં લાગુ પડયું છે) અને રોગીઓ-માં તાવ, જવર, ઝાડા, સંગ્રહણી, મરડો વિગેરે ભિન્ન ભિન્ન જાતનાં દર્દ!

હું પોકારીને એકવાર તો કહી દઉં છું કે મને જે દર્દ લાગુ પડયું છે–ઉંઘનું–તેની ચિકિત્સા અહિં નથી આલેખતો, તેમ મારે કવિઓનાં કવન, દાકતર–વકીલોનાં અસીલોને લૂટવાના ધ્યેય ઉપર પણ એક અક્ષર નથી લખવો. માત્ર હું તો સારી આલમમાં જે રોગરૂપી દર્દો ફાટી નીકળ્યાં છે તેની રામબાણ ચિકિત્સા કરવાનો છું. અલબત આ ઉપરથી કોઇએ એમ નથી સમજવાનું કે હું અમેરીકન સેન્ડો બરનાર મેકફેડનના પ્રયાસો અધૂરા ગણું છું અથવા સ્ટ્રોન્ગફોર્ટ, લીડરમેન વિગેરે અઠંગ શરીર સંવર્ધનના કુદરતી ઇલા-જોના પોષકોની ચિકિત્સામાં ખામી કહાડવા માગુ છું. સહુ સહુની રીતોમાં પૂર્ણ હો કે ન હો પણ મારી પાસે અત્યારે કીમીઓ છે તે એટલો બધો પૂર્ણ છે કે એ વડે થોડા દિવસમાંજ હરકોઈ મેક-ફેડન, સ્ટ્રોન્ગફોર્ટ, લીડરમેન વિગેરેનો અઠંગ હરીફ બની જાય.

તન્દુરસ્તીની આ ચાવી જે મને અનાયાસે પ્રાપ્ત થયેલી છે તેને જગત સમક્ષ તુલના માટે પ્રગટ કરવાનો આ લેખનો ઉદ્દેશ છે.

તે ચાવી એ છે: "તમે બગાસાં ખાઈ તન્દુરસ્ત બનો." આ વાકય વાંચીને જો કોઇ ભડકશે, જેમ ઉંટથી ભેંશ, અથવા હિંમતથી આગળ પડીને તો નહિં પણ બાયલાની માફક મારી પછાડી માંયકાંકલા સાદથી બોલશે કે આ તો આળસુ માણસો માટે આળસુ દાકતરની ચિકિત્સા થઇ તો હું કબુલી લઉ છું કે તે તેજ છે. અને મેં જીંદગીભરનો અભ્યાસ કરી બગાસાંનો સદુપયોગ તન્દુરસ્તી મેળવવામાં સિદ્ધ કર્યો છે તેથી મારા શિવાય આળસુ માણસોને શિખામણ આપવા કોઇ વધુ યોગ્ય નથી એમ મારૂં નમ્ર માનવું છે.

હું એટલું તો સ્વીકારી લઉં છું કે આટલા લાંબા અભ્યાસ પછી-બગાસાં ખાઇ તંદુરસ્તી મેળવવા શિવાય પૈસે ટકે કેમ સુખી થવું એ સંબંધે કંઈ અગત્યનું સિદ્ધ નથી કરી શકયો. માટે આ બાબત ઉપર કંઇ પણ લખવું તે ટાલ પડેલા માણસને વાળ ઉગાડવાની દવાના ઉપયોગ શિખવવા બરોબર થાય. અને બગાસાં નામની વસ્તુના રસાયણિક પ્રયોગોદ્વારા તન્દુરસ્તી ઉપર જે કંઇ સિદ્ધ કર્યું છે તે ઉપરાંત વધુ સિદ્ધ કરવા હું બીજાઓને સોંપું છું કે જેઓ રેતીમાંથી તેલ કાઢી શકે, વર્તુળને ચોરસ બનાવી દે અને શિયાળનું શિંગ શોધી શકે.

બગાસાંથી તન્દુરસ્તી મેળવવા ઇચ્છનારાઓને પહેલાં તો હું ખુલ્લું કહી દઉં-અને એ મેં પ્રાણીગુણધર્મશાસ્ત્રના પ્રખરવેત્તા તરીકે અનુભવ્યું છે-કે તમારે ઉંટવૈદોની નબળી ચિકિત્સાને પરીણામે મળેલા ગરેડા, ગોળીઓ, ચાટણ, લેપો, આસવો અને મીક્ષચરો

ગદ્દરમાં પધરાવી દેવાં અને દઢ નિશ્ચયતાપૂર્વક "અગાસાંથી તન્દુરસ્તી" એજ ધ્યેય સ્વીકારવું.

મેં પોતે આ મારા સચોટ અખતરાથી શું ફાયદો મેળવ્યો છે એ ભલા થઇ કોઈ મને પૂછતાજ નહિં. કારણ તો એજ છે કે જેટલી શિખામણ દેવાની હોય છે તેટલી પોતાને પાળવાની હોતી નથી એટલે હું જ્યારે તમારી તન્દુરસ્તી સુધારવાની વાત કરૂં છું ત્યારે તેમાં મારી તન્દુરસ્તીનો પ્રશ્ન સમાતોજ નથી. પણ આટલું હું સ્પષ્ટ કરી દઉં કે આ મને અનાયાસે પ્રાપ્ત થયેલો અખતરો હું મારા ઉપર ત્યારે અજમાવીશ કે જ્યારે મારા કલેવરના હાથ પગ દોરડી અને પેટ ગાગરડી મટી હાથ પગ દોરડીથી વધુ દુબળા અને પેટ ગાગરડીથી વધારે જાડું થશે, હાડકાંઓ વધારે કળશે અને દાંત કચકચાવ્યાં કરશે.

અલબત્ત આ અખતરો મેં એક વખત મારી પત્ની મધુરી ઉપર અજમાવ્યો હતો. તેને પરિણામે મને જે ફાયદો થયો તે જડીબુટ્ટી જેવો રામબાણ હતો. ત્યાર પછી દાકતરે અમારા ઘરમાં કદી પગ સરખોયે મૂકયો નથી. કદાચ અમે દાકતરને ઘેર તેઓને મળવા જઇ ચડયા હઇશું પણ એ તો અમસ્તાંજ.

મધુરી એક દિવસ અસ્વસ્થ થઇ ગઇ. તે કદી આમ અચાનક અસ્વસ્થ થઇ નહોતી. તેથી હું બહાદુર ગભરાયા વગર ન રહ્યો. સન્મુખ માંકડે અળસીના લેપનો ઉપાય સૂચવ્યો, અને આઠ દિવસ તદ્દન આરામ લેવા કહ્યું. અને તે દરમ્યાન મારે હાથે રસોઇ કરી ચલાવી લેવું. તે પોતાને ત્યાં મારા જમવાની ગોઠવણ કરવા ઇચ્છતો

હોય એમ એના મ્હોડા ઉપરથી સ્પષ્ટ જોઇ શકાતું હતું પણ દૈવ જાણે શા માટે એ દરખાસ્ત રજુ કરવાની હિંમત એકત્ર નહિં કરી હોય.

કેશવ ત્રિવેદી—મેકફેડનનો અઠંગ શિષ્ય–મધુરીને સો દંડ અને દોઢસો ઉઠબેસની તરફેણમાં બોલ્યો પણ જન્મથીજ જેણે એક પણ દંડ અને બેઠક ન કર્યાં હોય એ વ્યકિત સો દંડ અને દોઢસો બેઠક કેમ ખેંચી શકે એ ન સમજાયું.

"સાથે સાથે જરા "ડીપ બ્રીધીંગ" પણ કરતા રહેજો હોં", કેશવે આગળ ચલાવ્યું.

"ડીપ બ્રીધીંગ શું કરે બાપનું કપાળ!" હું તાડુકી ઉઠયો.

"અને જૂઓ તો"......કેશવે ચાલૂજ રાખ્યું, "સાથે સાથે મધુભાભી મેકફેડોનીયન લીડરમેનેનીકલ સ્ટ્રોન્ગફોર્ટીક એકસસાંઇઝ પણ લેતાં થઇ જાય તો લાભ થશે."

આં કઇ જાતની કસરતો એ સમજવાની જરા પણ મહેનત લીધા શિવાય મેં મધુરીને મારો "બગાસાંથી તન્દુરસ્તી"નો અખતરો અજમાવવા કહ્યું. મધુરી એક તો બૈરૂં જાત, વળી સાધારણ ભણેલ અને મારામાં એમની પૂંર્ણ અશ્રદ્ધા આ એની ગુણત્રિપુટી અમારી ગૃહશાન્તિમાં અનેક વખત આડખીલી નાખ્યા કરતી.

ન છૂટકે આખરે સ્હાડાત્રણ ગજના નમસ્કાર કરી મધુરીને મેં દાકતરને ઘેર ઉંચકી. અમે તૈયાર થઇ દાદર નીચે ધબડ ધબડ કરતા ઉતર્યાં. રસ્તામાં છેલ્લા સાતેક દિવસથી માંદો એક કૂતરો ફુટપાયરી ઉપર પડેલો અમે દરરોજ જોતા. તે એકાએક ઉભો થયો, મ્હોં ફાડી એક મોટું બગાસું ખાધું–બીજું ખાધું અને જાણે કદી માંદો ન પડયો હોય તેની માફક પૂછડી ચલાવતાં ચલાવતાં ચાલી ગયો.

"જોયું! મધુ! મારામાં ભલે શ્રદ્ધા ન હોય પણ બગાસાંનો પ્રભાવ જોયો! આ કુતરો સાત દિવસ થયાં માંદો મરતો છતાં આજે એક બગાસું ખાઈ સાજો થઈ ગયો"........

જવાબમાં માત્ર ભ્રુકુટીની વક્રતા અને સ્ફુરતા ઓષ્ઠયુગલોનો બબડાટ સંભળાયો. મેં ચુપકી પકડી.

ડાકતરનો ગરેડો સાતેક દિવસ પીધો હશે છતાં મધુરી સાજી ન થઇ.

આજે રવિવાર હતો. મધુરીની અસ્વસ્થતાનો આજે આઠમો દિવસ હતો.

"ખબર છે કે આજે, ડાકતર પાસે ઓપરેશનનો કેસ છે. હું ચ્હા બનાવું છું ત્યાં તું વેળાસર દવા લઇ આવ," હું બોલ્યો.

મધુરી ગઈ. અરધી કલાકે પાછી વળી હશે. તેની ચ્હીડ વચ્ચે તેણે જોયું કે મેં હજી સુધી ચ્હા તૈયાર કરી ન હતી.

"શું તમે હજી ચ્હા નથી મૂકી!" તે તાડુકી.

"ના રતો," મેં પતાવ્યું.

"કારણ!!!"

"કારણ શું હોય! જરા પાડોશીની સાથે બે ઘડી ગપ્પાં મારતો હતો......"

મધુરી ચ્હીડવાઇ બોલી, "આજે ચ્હા તમારેજ કરવી પડશે તો હું પીશ, નહિં તો હું ચ્હા—બા પીવાની નથી. આજે ચ્હા કરે તેજ બીજાં—સ્હમજ્યા કની? ટાહા ટપ્પા તો અમનેય મારતાં આવડે છે."

સ્હામ સ્હામા સત્યાગ્રહીઓની દ્દઢતા ત્રાજવાનાં પલ્લાંઓમાં મૂકાઇ–બરોબર સોનું જોખાય તેમજ પલ્લાંઓ ઉભાં રહ્યાં.

મધુરીના આ દૃઢ નિશ્ચય પછી–અને મારી યુકિત અમલમાં મૂકયાને–એક કલાક બીજો વીત્યો. દરરોજ સવારે સાત વાગે ચ્હા મળે; આજે નવ વાગ્યા છતાં ચ્હા નહિં. મધુરીની ચ્હા પીવાની ટેવ સખત હતી. ઉપર.ઉપરી બગાસાં આવવા માંડયાં–ચાર–પાંચ–છ કરતાં દસેક બગાસાં ખવાઇ ગયાં.

બસ થઈ ચૂકયું.

મધુરી સાજી થઇ ગઇ. દાકતરને ત્યાં ત્યાર પછી ગઇજ નથી.

પ્રિયવાંચક! તું પણ સવારમાં આંખ ઉઘાડતાં વેંત, પલંગમાં પડ્યો જરા લાંબો થા; પાછલે હાથે પલંગનો સળીયો બે હાથે પકડી કેડથી ઉંચી કમાન કર, ધીમે રહીને મ્હોં ફાડી એકાદ–બે–ત્રણ ઉપરાચાંપરી ડઝનેક બગાસાં ખેંચી કહાડ અને જો પછી તારી તન્દુરસ્તીની લ્હેજત!



# જય થજો! જય થજો!

———:o:———

("ગુજરાત" માં અમુક વખત સુધી પ્રગટ થયેલ અગ્રકાવ્યનું પ્રતિકાવ્ય.)

**જય થજો! જય થજો!**

જયાં વસ્યા.

મલિન બદઓ તણી પીમળ પ્રસરાવતી
ગદ્દરો ગંધની નિરંતર ધારતી
તંદુરસ્તિ તણા અરિદલ વિદારતી
રુદ્ર અવતાર ભડવીર દુર્ગંધ તે ચાલ માળા મહીં,—
લાતને મારતા ગાત્ર નિઃસારતા
કલહને જગવતા સૂત્ર સ્વીકરાવતા
રાત્રિની બાથમાં ઘેરતા નિંદદેવી તણી અતિસુખદ ગોદમાં
લજવતા ગર્દભો મહિપ સમ રાગથી પથિક ભડકાવતા—
લોકકુથલીનિરત બીભત્સ વચની સદા
મદ્યમાં અચળ આગ્રહ વળી ધારતા
પાત્ર કુપાત્ર કે શુદ્ર ને સુજ્ઞમાં
સર્વ મહીં અદ્દભુત સમાનતા માનતા
મળ તણા ઢગભર્યાં, પીમળ પ્રસરાવતા,
પાયખાના તણા ઉપનામથી લોકમાં પરમ વિખ્યાતિને પામતા
સ્વર્ગનો ખંડ ભૂતળ પરે, શોભન મહાન નળ,—
દૈવી આ સુદૃઢ લંપટ સહિત
ટોપલા ધ્વજ સજીત દૈન્ય જેનાં અજિત
શર્વીલક વિપ્રના વંશ, પ્રૌઢ પ્રતાપી મહા,
ગદ્દરાધીશ નરસિંહ તે, ક્ષુદ્ર બદઓ તણી,

**વિમલ તે ચાલનો.**

# મારી વિટંબણા.

કંટાળો! કંટાળો! કંટાળો તે કેટલો! આખો દિવસ લખ લખ, લખ લખ, બાકી બધો ધંધો, અન્ય પ્રયાસો, વિવિધ પ્રગતિઓ મૂક તડકે. અને લખવાના મિથ્યા પ્રયાસોમાં પડે પેટ પર પાટુ તોયે બદલો નહીં.

ખરૂં પૂછો તો પ્રત્યેક લેખ પ્રકટ થવાની વખતે હું મારા ઘરના ઉંબર પાસે આરામ ખુરશી નાંખી, મારા ઘણા સુંદર લેખોનો ઢગ મારી આજુબાજુ કરી મારી મૂછમાં મલકાતો કોઈ "ઓધા" કવિના મોંઘેરા નામનો ઉચ્ચાર કરતો, હું કોણ છઉં, કેવો છઉં, એ જોવા કદાચ આવે એ આશામાં ઘણીક વાર બેસું છું. બૂટ કે ચંપલનો ખડખડાટ થાય તો ચમકી જરા મુખ ગંભીર રાખી, વક્ર નજરે, ડોળા ભીંસી, જોઉં છું, કે કોઇક તો આવ્યો, પણ મારા કુભાગ્યે કે સુભાગ્યે તેને મારા મિત્ર પાડોશી સન્મુખલાલને ત્યાં જતો જોઇ કંઇક અંશે ઇર્ષ્યાથી બળું છું, અને થોડે અંશે અધીરતાથી ધુવાં પુવાં થઇ જાઉં છું. ભાગ્યયોગે તે વખતે મારી પાસે કોઈ હોતું નથી, નહીં તો તેનું શું થાત તે હાલ કહી શકતો નથી.

મારા લેખમાં અત્યંત જાદુઇ અસર છે. આનું મૂળ કારણ જો કહેવા બેસું તો જરૂર મને આત્મ-પ્રશંસી જાણે. છતાં **सत्यं ब्रूयात्** એ સૂત્રાનુસાર મારે ન છુટકે સત્ય કહેવું પડે છે. બીજું તો બધું ઠીક. બીજા લેખકો ઘણા છે. અરે લેખકોનો અને માસિકોનો રાફડો ફાટયો છે. એક વખત એવો હતો કે જ્યારે છાપાં લિમિટેડ

કંપનીઓનાં પ્રોસપેકટસથીજ ભરેલાં નીકળતાં. હાલમાં માસિકો છાપાંની જાહેર ખબરો ઠેરઠેર જણાય છે. અને આજકાલના લેખકોને એક હારમાં એકડીયા પેલીની માફક ચલાવ્યા હોય તો જરૂર પાંચેક માઇલની લાંબી હાર થય ખરી. એ હારમાં હું તો જરૂર શોભવા લાયક નથી; કારણ હું અનેરી વ્યકિત છું. મારૂં મગજ ઇશ્વરે "વેકેશન"માં ઘડયું હોવું જોઇએ, અને તે પણ વીન્ટર વેકેશનમાં, કારણ મારી પોતાની પ્રકૃતિ બહુજ શાંત છે.

મેં કેટલાક લેખકો જોયા છે, કે જેઓને કોઇ માસિકના તંત્રી બહુજ તાણ કરી. કંઇક કાગળો લખે, કાંઇક ટાંકો કરડાવે, કાંઇક શાહી ખુટાડે, કાંઇક નેરાં કરે, કાંઇક મોંઘેરા કરે, ત્યારે આવી રીતે પોતાની કિંમત એક અમૂલ્ય હીરા મોતી કરતાં વધુ આંકી મહત્તાની ઉંચી ટોચપર વિહાર કરતા, કે પછી પોતાની ગંદી ગટરની સુગંધી બદઓની હવા લેતા તેઓ પાંચેક મિનિટમાં પોતાનું કાટ ખાધેલું બોયલર ચાલુ કરી, એકાદ કાવ્ય, કદાચ વાર્તા, એવું કંઇક કાઢી આપે છે, કઓ ગાંધી ગાંધીયાણાનો વેપાર કરતાં પોતાના મગજને પ્રેરવા માંડે. મેં આવા મોંઘેરા કવિઓને ફેરી કરતાં, કંઈક યાદ આવવાથી, કાવ્યની સ્ફુરણ આવવાથી, દારૂ પીધેલ માણસની પેઠે, પોતાની ખાંધેથી કોથળો ઝટ રસ્તા વચ્ચે મૂકી, ત્યાંજ બેસી લખતાં જોયા છે. પણ હું જેટલો પરિશ્રમ વેઠી, અદ્વિતીય ચાલાકીનો વ્યય કરી, મગજને દુઃખ થાવ ત્યાંસુધી દમી જે લેખ લખું છું, તેના વખાણની હું ભાગ્યેજ બીજા પાસેથી આશા રાખી શકું.

છતાં હાલના માસિકોને આવી બાબતનું પારખુંજ નથી; કારણ કૃત્રિમ લેખકો પાછળ તે કેટલા વખતનો વ્યય કરે છે! કેટલા પત્રવ્ય-

વહારો કરી પોસ્ટખાતાને ખટવે છે, અને આખરે તેઓએ લખી આપેલા તદ્દન ખરાબ લેખો છાપી માસિકની શોભા બગાડે છે. અને આ કારણ સ્પષ્ટ બતાવી આપે છે, કે શા માટે કોઇ પણ માસિક સમાજમાં માનવંતુ થઇ નથી પડતું. લેખકોનો રાફડો ફાટે અને વળી તેઓને મળે તંત્રીઓ તરફથી આમંત્રણ. એટલે આનંદની ટોચ પર મહાલતા, પોતાને સાહિત્યસેવામાં બહુ આવશ્યક માને છે.

પણ મને કોઇ પણ લખવાનું કહેતુંજ નથી. મેં મારા અત્યુત્તમ લેખો દરેક માસિકોમાં મોકલી જોયા. મારા હાસ્યના ફકરાઓ દરેક તંત્રીને ખુદ જઇ વંચાવી જોયા, પણ મારા લેખો તેઓએ લેવાની સાફ ના પાડી: છતાં હું જીદ કરી, મારા લેખોની પ્રશંસા કરી, તેઓની પાસે પરાણે મૂકી આવતો. પણ મારા લેખો નોટપેડ કાગળ માં મોકલાવવામાં આવતા અને હું ભોળવાઇ જઇ, કોઈ તંત્રીનું મારા અત્યુત્તમ લેખો માટે આમંત્રણ આવ્યું ધરી બે આના આપી નોટ-પેડ કાગળ સ્વીકારતો, પણ અફસોસ! તે માસિકના કમભાગ્યે મારો લેખ મને પાછો વાળવામાં આવતો!

છતાં મને જરા પણ મારે માટે ખેદ ન થતો; કારણ મારા સરસ લેખને અભાવે તેને સોસવું પડશે. તેનું માસિક ઓછું પંકાશે. તેમાં મારૂં કઇ થોડુંજ બગડવાનું હતું!

કયાં મારૂ હાસ્ય! અને કયાં આજકાલના બીજા લેખકોનું કચરો હાસ્ય! બોટ્યા જોશી, મસ્તફકીર વગેરે ભલે રહયા, પણ તેઓનું તો હાસ્ય કહેવાયજ નહિં; કારણ હાસ્ય તો એજ કહેવાય કે તે વાચતાં વેંતજ મગજની વિચારશ્રેણી ખીલે, આંદોલનો સતેજ થાય, અને તેમાં નાચતી નસો હોઠની નસોને સ્ફુરણ આપે, હોઠ સુપડા જેવા

થઇ જાય, અને દાડમ જેવા દાંત દેખાય. તે પ્રકારનું હાસ્ય મારૂં છે. ઓલ્યા જોશી, મસ્ત ફકીર ભલે રહ્યા; તેમનું લખાણુ વાંચી મને તો તુરતજ હસવું આવતું. પણ તેમના હાસ્ય માટે નહીં હો; તેઓમાં હાસ્યના અભાવ માટે!

મેં આ વાત દરેક તંત્રીને, અધિપતિને, વ્યવસ્થાપકને ગળે ઉતારવા પ્રયાસો કરેલ, પણ કોણ જાણે શું છે કે તેઓએ મારી વાત ગળે ઉતારવા તો શું પણ સાંભળવાની પણ ના પાડી, મેં દલીલ વિદ્યાનો ખાસ અભ્યાસ કર્યો, તર્ક વિદ્યા કેળવી, મારી વિચારશ્રેણીમાં જોર ઉમેર્યું, અને મોટા મોટા કાગળો લખી મારા લેખોનું માહાત્મ્ય તેઓને સમજાવ્યું. પણ અફસોસ! તે તંત્રીઓની મૂર્ખાઇ તેઓને આરસી ધર્યા છતાં દેખાઇજ નહીં.

પણ ખેર, મારા લેખો પ્રગટ થાય તેવી મારી મુદ્દલ ઇચ્છા છે નહીં, કારણ મારા લેખો હું તેઓને બતાવું, તેઓની ગરજ કરૂં, તેઓ ખાસ કહે, અને પછી છાપે તે મારા સ્વમાનમાં બહુ ધોકો પહોંચાડે તેવું છે.

આવા વિચારો કેડે મેં નક્કી કર્યું કે મારે મારૂં પોતાનું માસિક ચાલુ કરવું, કે પછી મારે કોઇની તાબેદારી ભોગવવી પડેજ નહીં. હું સ્વતંત્ર થાઉં, હું તંત્રી બનું, હું મારા વિચારો ખુલ્લી રીતે પ્રગટ કરી શકું, અને ઉલટા બીજા લોકો મારી ગરજ કરતા આવે.

માસિક ચાલુ કરવામાં કંઇ મુશ્કેલી આડે આવેજ નહીં, એવું મારૂં માનવું છે. લેખકોને લખી મોકલવું કે તેઓને સત્તર વખત ગરજ હોય, તેઓને મારા માસિકનો લાભ લેવો હોય, તેઓને વાતા-

વરશુમાં બહાર પડવું હેય, તો તેઓ પોતાના લેખો સત્વર મોકલે. બાકી પૈસા જોઇએ તે તો મળી રહેશે.

કંટાળો! કંટાળો! હવે મને બહુ કંટાળો આવવા લાગ્યો હતો; કારણ માસિક સંબંધી કાર્યઘટના, યોજના વગેરે મારે તુરતમાં અમલમાં મૂકવાની હતી. મારા લેખોનો તો મારી પાસે આબુ જેવડો ઢગ પડયો હતો. ઉપરાંત કેટલીક કવિતાઓ, કેટલાક અમૂલ્ય લેખો, કેટલાંક મધુરાં પદ્યો, ટુચકાઓ વગેરે પસ્તીમાં એક વખતે મારે આપી દેવાં પડયાં હતાં. અને બીજા લેખકો પસ્તીમાંથી શોધી શોધી પોતાને નામે છપાવતાં એ પણ છૂપાં રહસ્યોની મને સુજાણ છે!

એ છતાં મારૂં મગજ રૂપી બોયલર ચાલુ થયુંજ નહીં. મેં તેને ચલાવવા કેટલાક વ્યર્થ પ્રયાસો કર્યા. તેમાં નિષ્ફળ જતાં તેને ઘાસલેટના પોતાથી ભીંજવેલું હતું.

આખરે કંટાળી મેં આજ તો જતું કર્યું. કાલે વધુ વિચાર કરીશ, મારા મિત્રો સન્મુખ માંકડ અને કેશવ ત્રિવેદીની સલાહ લઇશ, મારા કરતાં વધુ ડાહી મારી પત્ની મધુરીને પૂછીશ, વગેરે નિર્ણય કરતો હું ઉઠયો. પાણી પી, મોડી રાત થઇ જવાથી સૂઇ ગયો.



# મારૂં માસિક.

મનેં વિટંબણા બહુ પડી અરે ભગવાન કેટલીયે પડી ! આણુ જેવડી આફત આવી, પણ તેનો ઉહાપોહ હવે કરી, મારૂં રૂદન ચાલુ રાખવાની મારી મુદ્દલ ઇચ્છા નથી, છતાં પણ દરેક તંત્રીની મૂર્ખાઇ પર મારાથી કોઇક વખત ઊંડી પોક મૂકાઇ જવાતી, અને કેટલીકવાર લાંબા નિઃસાસાઓની અખંડ શ્રેણી ઘણો વખત સુધી, મારા કાળજાં કોરી, આંખો આંજી, મગજ મારી, નીકળી પડતી.

આખી ચાર રાતોનો ઉજાગરો કરી મારા માસિકની મેં એક સચોટ યોજના ઘડી કહાડી ત્રણેક ઘાસલેટના ડબ્બા ખુટાડયા. પછી ગ્યાસ બત્તી વાપરી સાડત્રીસ રૂપીઆનું બિલ ભર્યું. ત્યાર બાદ વીજળીની બત્તી લઇ એકવીસ રૂપીઆ તે કંપનીને ખટાવ્યા. તે ઉપરાંતની યોજના ઘડતાં મને. સન્મુખ માંકડને, કેશવ ત્રિવેદીને તથા મારી પત્ની મધુરીને આઠ દિવસ સુધી સાહિત્ય સંસદની બેઠક, (ન પ્રમુખ બેઠકના, ન પ્રમુખ સ્વાગત કારિણી સમિતિના,) ચલાવવી પડી હતી; અને તેમાં તંત્રીનું સ્થાન કોને આપવું તેનો મુખ્ય ઠરાવ રજુ થયા કેડે તેના ઉપર મેં, મારી પત્ની મધુરીએ અને કેશવ, સન્મુખે, વારા ફરતી સવા સો સુધારાઓ રજુ કર્યાં, અને ઠરાવ અને સુધારાઓને અનુમોદન આપતાં, છેવટે અમે ચારે લડી પછીજ વિખરાતા. દરરોજ સાંજે સૌ મિજાજની કોથળી ઠાલવી સોગન ખાઇ જતા કે બીજે દિવસે એકત્ર થઇ આ વિષયક પરડ છાંડી દેવી. સન્મુખ સુસવાટથી સોગન ખાઇ કહેતો કે હવે પછીની બેઠકમાં તે ભાગ નહીં લેશે. કેશવ કકરાટ કરતો ભાગતો કે માસિક સંબંધી

યોજનામાં તે હવે પછી ભાગ લેશે નહીં. પણ હું સત્ય કહું છું કે ખીલડે બાંધેલો બેલ જેમ ખીલાની આસપાસ વર્તુળમાં ફરે, તેમ મારૂં મગજ એકજ વિચારની આસપાસ ભમતું, તે એ કે મારે તંત્રી થવું. સન્મુખ અને કેશવ વિવેક ખાતર મને દબાણ કરતા, પણ જ્યારે તે વાત સ્વીકારવા હું જતો કે લાગલા તેઓ વાત ફેરવી નાખતા. મને તે વખતે રાષ્ટ્રીય મહાસભાનો સુરતનો ગંભીર પ્રસંગ યાદ આવ્યો. અને આ પ્રમાણે "મધ્યસ્થ" (Moderate) અને "અંતસ્થ" (Extremist, અંત્યજ નહીં હો!) વચ્ચે વધુ લડાઈ ન ચાલે તો હિંદ તો ઠીક પણ મારા માસિકનું સુભાગ્ય એમ ધારી અમે સૌએ "ખમાવી લઇ" વણિકધર્મ સાચવ્યો.

હું ઇચ્છતો કે હુંજ તંત્રી થાઉં તો ઠીક, નહીં તો મારી યોજનાઓ કદી સફળ પડવાની નથી. સ્વતંત્ર લેખો છાપી પ્રગટ કરવાની તીવ્ર જીજ્ઞાસા ખાતર, અનેક તંત્રીઓનાં નેરાં કર્યાં છતાં અપમાનો સહન કરવા બદલ, અને સૌથી વધારે તો મારા માસિકમાં કટાક્ષો કરી સૌની ઝાટકણી ખેરવવાની જે ચટપટી લાગેલી તે મારા તંત્રી થયા વગર સફળ બનવાની નથી. પણ સમિતિની બેઠકમાં એકદમ કેમ કહેવાય કે હું તંત્રી થાઉં, જો કે મારી નજરે હુંજ ઉત્તમ હોઇ શકું. હું બી. એ. અને વળી કવિ તથા લેખક. સન્મુખ તથા કેશવ તો ભલા ઠીક. માટે માસિકનું સાફલ્ય મારા તંત્રી થવાને આધીન છે. મેં યુકિતથી દરખાસ્ત મૂકી: "તંત્રી પદ તો કેશવ, તારે લેવું પડશે."

"અરે! કેશવ વ્યવસ્થાપક થવાને વધારે યોગ્ય છે. કારણ કે તેની ઉતાવળીઆ પ્રકૃતિ માસિકને નિયમિત રીતે બહાર પાડવામાં બહુ ઉપયોગી થઈ પડશે." સન્મુખ સુધારો રજુ કરતો બોલ્યો.

"તો પછી કોણ તંત્રી થાય?" કોઇ મારૂં નામ દે તો ઠીક. વિચારી હું બોલ્યો, "સન્મુખ, તું તો પ્રકાશકને માટે વધારે યોગ્ય છે."

"સન્મુખ મને વ્યવસ્થાપક થવાને કહે છે તે વ્યાજબી છે અને તે કામ હું કરી શકીશ. પણ આજકાલનું માસિક તો કોઇ સ્ત્રી તંત્રી હોય તોજ શોભે. એક બે માસિકો હાલમાં નીકળે છે, તેનાં તંત્રી હોવાનું માન સ્ત્રીઓ ધરાવે છે. સ્ત્રી તંત્રી હોય તો માસિક પંકાય ખરૂં. અને વીરતાનો યુગ (Age of chivalry) જાગ્રત થવાનો નવાણું ટકા સંભવ છે સ્ત્રી હક્કને છીનવવો અયોગ્ય ધારી હું મધુ ભાભીનું નામ તંત્રીપદે પ્રપોઝ કરૂં છું": કેશવે ભાષણ કર્યું.

આમ મિથ્યાવાદ બહુ ચાલ્યો, પણ મારા તંત્રી થવાને કોઇએ ટેકો આપ્યો નહીં. આખરે મેં શરમ છોડી અને બધાને વાત ચોળી ચીકણી કરવા ખાતર ઠપકો આપ્યા પછી સૂચવ્યું, કે જુઓ, માંકડ, ત્રિવેદી, મારૂં માનો તો એમ કરો, જાણે હું...હું...ઉં...ઉં તંત્રી થાઉં, મધુરી ઉપતંત્રી, સન્મુખ પ્રકાશક, અને કેશવ વ્યવસ્થાપક. કેમ યોજના પસંદ પડે છે?"

"મારે તો બજારાત પ્રકાશકનું કામ કરે છે. મેં એવું કામ બહું કર્યું હોય કે આવડે!" સન્મુખ કંઇક અંદેશો ધરાવી બોલી ઉઠયો.

"લપોડ! તેમાં શું કરવાનું છે? વ્યવસ્થાપક તૈયાર કરી માસિકોના થોકડા ઓફિસમાં મોકલાવે એટલે આરામ ખુરસી ઉપર પહોળા પગ કરી, મ્હોંમાં એકાદ "રીઅલ હવાના" કે વેસ્ટીઆડીસને ત્યાંથી લીધેલી એકાદ ચુંગી રાખી. "આ...આલો, હવે હું...માસિકનો પ્રકાશક, તે માસિકને પ્રગટ કરૂં છું,' બોલતા ગ્રાહકગણની નોંધપોથી ખોલી, સરનામાં ટાંકી પોસ્ટમાં કોપીઓ રવાના કરવી તે

પ્રકાશકનું કામ," કેશવ પોતાના વ્યવસ્થાપક બનવાથી હરખાતો, પ્રકાશકની ફરજોનું સ્પષ્ટીકરણ કરતો બોલી ઉઠયો.

"ઓહો! પ્રકાશકનું કામ કંઈ અઘરૂં નથી," સન્મુખ સંતોષ પામતો, ધીમે સાદે ગણગણ્યો.

સન્મુખ અને કેશવ આમ મહાત તો થયા, અને તેમને બોલવાનો એક પણ રસ્તો મેં ખુલ્લો રહેવા દીધોજ નહીં, અને હું સ્વનિર્મિત તંત્રી થયો.

ખરૂં પૂછો તો મને પોતાને તંત્રીનું કામ બહુ જોખમદારીનું મુદ્દલ ન લાગ્યું. લેખો તો જાણે તૈયાર મળે, તે લેખો ભેગા કરી તેનું બંડલ છાપખાનામાં રવાના કરવું, અને પ્રૂફ તપાસ્યાં ન તપાસ્યાં ને માસિક તૈયાર કરી નાંખવાનું કહી ઓર્ડર આપી દેવો. તૈયાર થાય એટલે પ્રકાશકની ફરજ શરૂ થાય. આટલુજ તંત્રીનું કામ હોઇ શકે એમ મને લાગ્યું.

અને આ કામની હામ ભીડી તેનું એક સબળ કારણ છે. આજકાલ ગુજરાતી માસિકો ઠીક બહાર પડયાં છે;અને તેના તંત્રીઓ ઉછળતા જુવાનીઆઓ બન્યા છે. દીદશનું તો હજી ભાન ન હોય. ગદ્ય કે પદ્ય વચ્ચે શો તફાવત હોઇ શકે, ચરણબદ્ધ કે નિબંન્ધ રસચરણાવલિનાં ઉહાપોહમાં ચાંચ ન બૂડી શકતી હોય, તોપણ "ચાલો અમે તંત્રી" બોલતા, "પ્રાસંગિક કાંઇક" "કાંઇક નવીન," "અમારી નોંધ," "તંત્રી સ્થાનેથી" "જગતની નજરે" વગેરે મથાળા હેઠળ ચૌદ બ્રહ્માંડની પરડ કરવી, જેમ તેમને મન, તેમ મારે મન પણ કાર્ય સુગમ લાગ્યું. પ્રેમાનંદ, શામળ, અખો, ભોજો વગેરે ચુનંદા પ્રાચીન કવિઓની રસજ્ઞ શૈલી ત્યજી દઇ, હડકવા ચાલે તેવી આવલિઓ સાહિત્ય પિપાસુઓ સામી રજુ કરી દેવી એ મારા જેવા વિણ-

કસાયેલાને પણ તદ્દન સહેલું લાગ્યું અને ઉપયોગી વિષયોને અભાવે છેવટે આયર્લૅન્ડનો અખતરો, જીનીવાની જીત, બોલ્શેવિકની બેવકુફાઇ ફ્રાન્સનો ફિટકાર, રૂશિયાનું રૂદન, વગેરે વિષયો ચર્ચી માસિકના કોરાં પાનાં ભરવાં એતો છેવટ છેજ. વિષય સબંધી મુશ્કેલીમાંથી હું છૂટયો એટલે સ્વર્ગ મળ્યું સમજ્યો.

વળી બીજું. માસિકના નામનો નિર્ણય કરતી વેળા પણ જે મુશ્કેલી અમને ચારેને નડી હતી, તે મુશ્કેલી લોર્ડ કીચનરને લડાઇની રચના વખતે નહિજ નડી હોય. કારણ કે મારા તંત્રી હોવા છતાં સન્મુખ અને કેશવ પ્રકાશક અને વ્યવસ્થાપક તરીકે પોતાના નામોના વખાણ કરી મારાં સૂચવેલ નામો રદ કરવા પ્રયાસો કરતા. સન્મુખની દલીલ એવી હતી, કે જગતમાં 'ચેતન' શબ્દનું પ્રથક્કરણ ઠીક લોકો કરતા થયા છે. વળી 'ચેતન' અને 'નવચેતન' પાછળ 'જીર્ણ-ચેતન' નામ રાખવામાં આવે તો ઠીક. કેશવે કહ્યું કે 'ગરવી ગુજરાત' અને 'ગુજરાત' નામને અનુસરી ગુજરાતનું ગૌરવ વધારતા આ માસિકનું નામ 'નવ ગુજરાત' રાખવું. મને એક પણ પસંદ ન પડયું. આખરે મારા અને મધુરીના બે મતથી માસિકનું નામ 'બોધો' રાખવામાં આવ્યું, અને "બોધા કાર્યાલય" ખોલ્યા પછી એક માસમાં પહેલો અંક બહાર પાડવો એ ઠરાવ થયો.

તંત્રી તરીકેની જોખમદાર ફરજ બજાવવા હું પહેલે દિવસે કાર્યાલયમાં આવ્યો, અને મારા તંત્રી તરીકેનાં લખાણોનું મથાળું "તંત્રી સ્થાનેથી" કે "પ્રાસંગિક કાંઇ" રાખવું કે કંઇ નવીન મથાળાની શોધ કરવી તેનો મિથ્યા પ્રયાસ કર્યા પછી, પહેલાં વિષયો લખી પછી તેનું મથાળું યોજવું, એમ ધારી વિષયોના શિકાર માટે તર્કઘોડા દોડાવ્યા.

જીનીવા કોન્ફરન્સ, આયર્લેન્ડનો ગંભીર મામલો આ વિષયોથી શરૂઆત કરી, મુંબાઈની મ્યુનિસિપાલિટીની મોંકાણ, ધૈર્યવાન ધીરનો ધારાસભામાં ધુજારો વગેરે વિષયો ચર્ચવા ધાર્યું, પણ આ નામ સિવાય તે વિષયને લગતું અક્ષર પણ વધારે જ્ઞાન ન હોવાથી તે ચર્ચવા મૂકી દીધા.

મ્યુનિસિપાલીટી પોતાની ગટ્ટરો બહુ મલિન રાખે છે, માટે તેની ઝાટકણી કાઢવી એ વિચાર સૂઝતાં હું હરખાયો. મને બહુ લોકોપયોગી વિષય જડ્યો તે માટે મને ધન્યવાદ ઘટે છે. મારા ટેબલપર તંત્રીને આવશ્યક નોંધપોથી કે યાદની ટીપણના સરંજામ તો હતો નહીં, પણ એક કાગળની ચબરકી ઉપર તે વિષયની ટીપ મારતો હું ઉઠ્યો, અને એક સિગરેટ મોમાં મૂકતો–જો કે મને યાદ નથી કે તે ક્યાંથી લીધેલ હતી–મેક્રોપોલો, વેફીઆડીસ કે બીજી કોઈ ટોબેકો માર્ટમાંથી કે કયાંથી–હું જગતના ખળભળતા વાતાવરણ અને મુખ્યત્વે મુંબાઈની મ્યુનિસિપાલીટી ઉપર વિચાર કરતાં આરામ ખુરશી ઉપર, મૂછમાં મલકાતો "હું મ્યુનિસિપાલીટીના સભાસદોની આમ ઝાટકણી કાઢીશ, મ્યુનિસિપાલીટીના ચુનંદા સભાસદો માત્ર ખુરશી શોભાવવા ખાતરજ નહીં પણ પોતાની નિર્મિત ફરજો બજાવવા ખાતર કામ કરતા રહે એ વિષયથી શરૂ કરીશ, અને મ્યુનિસિપાલીટીના માનવંત સભાસદો, કર્તવ્ય માટે કકળાટ કરનાર.ઓ! કામદાર! હંસસમ દુગ્ધજલભેદના હડહડતા હિમાયતી ઓ! હંસરાજ મયાગ! મુંબાઈના માનરૂપ ઓ! માનદ મોતીવાલા! વિશ્વની વ્યવસ્થા માટે વલોપાત વેરનાર ઓ! વેલકર! સુવર્ણ નગરીના સૌખ્યને સારૂ સુખે ન સુનાર ઓ! સુખીઆ! વગેરેને આ પ્રમાણે સંબોધીશ, અને મારા લેખનો અંત આણીશ" વગેરે વિચાર કરતો નિદ્રાદેવીની ગોદમાં લપાઇ ગયો.

——::——

# માસિક તન્ત્રીપણું.

મારા માસિકની યોજના ઘડયા પછી છએક માસ તો વ્યતીત થયા, પણ પહેલો અંક બહાર પાડવાનાં ચિન્હો મુદ્દલ દેખાયાં નહીં. છતાં પણ મને એટલી ખાત્રી છે કે મારૂં માસિક સર્વ માસિકોમાં, "निरस्तपादपेऽरण्ये एरण्डोऽपि द्रुमायते," વાક્યાનુસાર, બધાં માસિકો શરમાઇ "વોલંટરી લિકિવડેશન" માં ગયા કેડે, ભવિષ્યના અજેય નેતા તરીકે પંકાશે. એમાં મને જરા પણ શંકા નથી. તેનું કારણ છે; તે એ કે તેનો મારા જેવો બાહોશ તંત્રી છે, મધુરી જેવી ઉપ-તન્ત્રી, સન્મુખ જેવો પ્રકાશક અને કેશવ ત્રિવેદી જેવો વ્યવસ્થાપક છે. હાલના માસિકોની જેમ તેમાં ટાયલાં નથી આવવાનાં, તેમાં આવશે સમસ્ત જગતના અનેરા હાવભાવો, સિનેમાની ફિલ્મ પ્રમાણે. અને મને નવ્વાણું ટકા ખાત્રી છે કે "પ્રેમયોગી"એ મનઃ પ્રદેશમાં બોલાવેલી ગુજરાતી માસિકોની પરિષદમાં "વીસમી" ને પ્રમુખસ્થાન આપવામાં તેમણે કેટલીક ભૂલ કરી હતી. અને આગામી પરિષદમાં મારા માસિકને પ્રમુખસ્થાન આપવામાંજ તેનું ડહાપણ સમાયેલું છે, તેની એમને આજે ખબર પડશે.

"બેધા કાર્યાલય" ખોલ્યા કેડે એક મહિનામાં અમારા માસિકનો અંક બહાર પાડવામાં અમે ફત્તેહમંદ ન નીવડયા. આમાં પહેલો તો સમસ્ત ગુજરાતના લેખકોનો વાંક ગણાય. કારણ મારા માસિકની યોજના જાણ્યા પછી શા માટે તેઓએ, બીજા ઉદ્દેશથી તો નહિં પણ સમાજમાં લેખક તરીકે પંકાવા ખાતર, પોતાના લેખો ન

મોકલાવ્યા? જો કે વ્યવસ્થાપકને મેં બધા લેખો પૂરા મેળવી આપવા વચન આપેલ, પણ અફસોસ! છેવટ તારીખ સુધી હું એક પણ લેખ ન મેળવી શકયો. પણ ખેર! હું એક તરકીબ જાણું છું. જો કે હું કહું તો મને ગેરફાયદો છે, પણ તે તરકીબ બધાને બતાવવામાં એટલું તો ખરૂં કે બધાની ખાત્રી થશે કે ''ઓઘો'' કોઇ અનેરી વ્યકિત છે. તે તરકીબ કહું? લાવો સૌ તમારા કાન પાસે. તે તરકીબ એ કે જૂદા જૂદા તખલ્લુસ ધારણ કરી આખા માસિકનાં પાનાં મારા પોતાના લેખથી ભરી મૂકવાં. કેમ ખબર પડે છે?

મેં મારાં તખલ્લુસ તાબડતોબ શોધી કહાડયાં ''ઓઘો'' મારૂં સાચું નામ, રા. ચ્હાપાન વિપુલકંદ, રા. શ્રી ૫) કષાયપેયપાનકર, શેઠ શ્રી ૧૦૧) ઉષ્ણપાનકૃત્, શ્રીયુત્ ક્ષીણવદનલાલ, વગેરે મેં તખલ્લુસ શોધ્યાં.

આજ સુધી એક પણ એવો વિષય નહોતો કે જે મેં ચર્ચ્યો ન હોય, અથવા તો જેના વિષે મેં લેખો ન લખ્યા હોય; જો કે તેમાંથી એક પણ પ્રગટ થયા ન હતા, તોપણ મારી ખાત્રી છે કે તે બહુ ઉત્તમ હતા.

મેં કંઇક નવીન લખવાનું ધાર્યું. મારામાં દરેક પ્રકારનું સામર્થ્ય છે એ સર્વેને હવે પછી સમજાશે. પણ હું એટલું જરૂર કહીશ કે રસજ્ઞ શૈલીમાં હું પ્રેમાનંદથી વિશેષ છું, તત્ત્વજ્ઞાનમાં અખા અને ભોજાથી ચડું છું, ભકિતભાવમાં નરસિંહ અને શામળથી અધિક છું. વસ્તુનિર્દેશમાં કાલિદાસ, ભવભૂતિ અને બાણથી મહત્તર છું, અને આધુનિક લેખકો બિચારા મારે તોલે કયાંથી આવી શકે? હાસ્યમાં મસ્ત ફકીર, જ્યોત્સ્ના જોશી,

રમણભાઇ અને ધનસુખલાલને આંટી દઉં છું. ઐતિહાસિક યોજનામાં કનૈયાલાલ અને ઠક્કુર મારી તુલનામાં નથી લાલિત્યમાં લલિત શરમાઈ જાય તેમ છે ફારસી શોખ કૃષ્ણલાલ ઝવેરીથી ચડે છે. નિર્બંધરસચરણાવલિ નાનાલાલને પાછા પાડે તેમ છે. મારી "પેરડીઓ" કવિ મોટલાલને ધૂળ ફકાવે તેવી છે. કેશવ શેઠ, ઇત્યાદિ ટીકાકારોમાં હું ઉત્કૃષ્ટ છું. હકારમાં નરસિંહરાવને હંફાવું છું. આ ઉપરાંત મારી લાયકાત સર્વ વિષયમાં છે, એ ગણાવી વાંચનારનો જીવ ગભરાવવો અનુચિત ધારૂં છું.

કંઇક નવીન લખી આ વખતે કયા કવિને હંફાવવો એ વિચાર કરતો હું વિષય શોધવા લાગ્યો. મેં દેવોને આવાહન કર્યું. દેવીઓની માનતા કરી. શનિદેવને વિનવ્યા કે શનિવારે એકટાણાં કરીશ. હનુમાનને હાક મારી કે હું તેલ ચડાવીશ અને બધાને વિનવ્યા કે સૌ વિષય શોધવામાં સાધનભૂત થાઓ. મેં તેઓની આરાધના કરી, સામ, દામ, ભેદ, દંડ વિગેરે અનેક પ્રપંચો વડે તેઓને ફોસલાવ્યા, ધમકાવ્યા, લાંચ આપવા માંડી; પણ કોઇ ફરક્યું નહીં. મેં પોકાર કર્યાં, માથું ખંજવાળ્યું, કપાળ ચંચવાળ્યું, મગજને દમ દીધો, સડેલ ડાઇનામોને લુબ્રિકેટિંગ તેલ લગાવ્યું, પણ કંઇ વળ્યું નહિં.

વાવેતર કરતી વેળા ખેડુત એક ઝાપટાની રાહ જુએ અને તુરત વાઝડી થઇ વાદળાં વીખરાઇ જાય તે વખત ખેડુતની જે દશા થાય, તે દયાજનક સ્થિતિ મારી થઈ. મેં વિચારવાદળ વિખરાતાં, કંઇક ઝાપટાઓની આશાઓ મૂકી.

હું બહુ બહુ ચીડવાઇ ગયો, મારૂં બોયલર ઉછળ્યું. તે વખતે મારાથી બનત તો એકાદ આળસમાં દિવસો ગાળતા દેવને પકડી

મ્ફ્પો ચેડી કાઢત, અથવા ફાંસીને લાકડે લટકાવી દેત! મારામાં સામર્થ્ય હોત તો દેવીઓને એમના આસન પરથી ઉંઘતી ઉઠાડી મૂકત! મારા માનુષી બળ અનુસાર શકય હોત તો હનુમાનનું પૂછડું ઉચકી બતાવત કે જેનો ગર્વ ભીમથી નહોતો ઉતર્યો તે મેં ઉતાર્યો! છતાં શનિવારે એકટણું કર્યાને બદલે તે દિવસથી ત્રણ ટાણાં ખાવાનું શરૂ કર્યું! મેં તે દિવસથી દેવની આરાધનામાં, ઊંઘતી દેવીઓની મિથ્યા માનતામાં, ઝોલાં ખાતા હનુમાનના અતૂલ બળમાં, શનિદેવના એકટાણાના માહાત્મ્યમાં, આસ્થા મૂકી દીધી!

આખરે હું જ રહયો. મેં વિષયો લખવા માંડયા પહેલાં વસ્તુ શોધવા માંડી. કયી બાબત પર લખવું! રચના કેવી? શબ્દઘટના કયા પ્રકારની? ગદ્ય લખવું કે પદ્ય, અપદ્યાગદ્ય લખવું કે તાલ–બદ્ધ, નાનાલાલને અનુસરવું કે મોટાલાલને, નિર્બંધરસચરણાવલિ લખવી કે બોધાનામાવલિ? અરે પ્રભુ! શા માટે મારે આવા અઘરા શબ્દો જોડે પ્રસંગ પાડવાનો વખત આવ્યો હશે.

હરિ! હરિ! શા માટે માસિકના તંત્રી હોવાનું કામ મેં વ્હોરી લીધું? શા માટે મને ન સૂઝયું કે માસિક ચલાવવું તેમાં માવજીભાઇનાં લાડુ ભજીયાં નથી ખાવાનાં, કે નથી આરોગવાના પકવાનો! તેમાં તો બહુ કરવું પડે છે!

મારા ઉદ્યાનમાં ગુલાબના ફૂલને મંદમંદ પવનની મીઠી લહરીઓ માણતું નિરખવાથી એક કાવ્ય સ્ફૂરી આવ્યું:–

(કાવ્ય) ફૂલરાજ! મીઠી લહરી મ્હાણુશો?
કૃપા છે તમ પર,
મેઘ ધનુષ્ય રાજની.

ઝીણા ટપકંત,
આ રહ્યાં,
મીઠડાં બિંદુડાં,
નવજલકણભર્યાં,
પીયૂષ શાં,
આંખલડી હારતાં.
ન ધારજે તેમાં—
કંઇ અસંતોષ?
"આનંદસર્વસ્વને
અન્ય શું ઇષ્ટ હોય?"
માનસિક પ્રેમ જો પ્રધાન—
ઇશનો પ્રેમ પ્રીછે.
શું શબરીને વિસરી?
ભૂલ્યા શું વીર વિદૂર?

પણ અરે! આ નિર્બંધરસચરણાવલિ હું વધૂ લખી શક્યો નહીં; કારણ કે જેમ જેમ હું નૈસર્ગિક હાવભાવોનો અનુભવ લેતો ગયો, જેમ જેમ હું નાના નાના ફુલ ઝાડો તરફ પ્રેમદષ્ટિથી નિહાળતો ગયો, તેમ તેમ ફાની દુનિયા તરફ તિરસ્કાર આવતો ગયો. અને જો હું થોડુંક પણ વધુ લખત, તો હું હિમાલયની ઘનઘટામાં ક્યાંક ઘૂમતો હોત.

અરે! દુ:ખદ અવસ્થા! જો હું સંસાર તજું તો મારા સ્નેહીઓનું શું થાય? મારા જ્ઞાનગિરિમાંથી અખંડ વહેતી સાહિત્ય-શ્રેણી જરૂર સૂકાય. સાહિત્યપિપાસુઓ પોતાના નાના નાના તરાપા લઇ તેમાં તરતા હોય તે ક્યાંથી વિહાર કરે? અરે! મારા વૈરાગ્યથી ત્રૈલોક્યને સોસવું પડે છે?

પણ મારૂં મગજ છેક કંઈ એટલું નબળું નથી કે સંસાર તજી આવો સહેલો અને સસ્તો વૈરાગ્ય લઇ લઉં. પણ ઉપરની ચરણાવલિ ચાલુ રાખું તો મને એક બીજી પીડા વળગે તેમ છે. "ગુજરાતના તપસ્વી"ના પધરામણાં થતાંજ, તેની પાછળ, એ અનેરા તપસ્વી તરફ નીરખી નીરખી ચેષ્ટા કરનાર કોઇ પ્રભાત તપસ્વી કુકકુટ કારમી ચીસ પાડી બરાડયો. મને બીક લાગી કે આ અપદ્યાગદ્ય ચરણાવલિમાં લખેલા "સૃષ્ટિનિરીક્ષણ" પાછળ કોઇ "મુષ્ટિમુક્ષેપણ" કરવાની હામ ધરે, તો મારૂં શું થાય ? સાહિત્યમાં ચાલતી ચર્ચા ઘણી રસાત્મક હતી. "કવિતા અને અપદ્યાગદ્ય" નાં લખાણો ઘણાં મીઠાં હતાં. ખરૂં પૂછો તો તે લખાણો હું હર્ષભેર વાંચતો, અરે ! ગોખતો. તેમાં ચર્ચેલી બધી દલીલો ગોખી મમ્મટાચાર્ય અથવા દંડી જગન્નાથનાં અલંકાર શાસ્ત્રોમાંથી ગોતી ગોતી ટાપસીઓ પૂરવા ઘણી વાર મથતો. પણ આખરે, કવિતાનો દેહ, પદ્યનું પૂછડું, આ અપદ્યાગદ્ય, છે કે અગદ્યાપદ્ય, આ નિર્બંધરસચરણાવલિ કહેવાય કે ચરણરસનિબંધાવલિ, એ નિર્ણય કરવાનાં મિથ્યા પ્રયાસમાં, કાદવમાં ખૂંચેલા માણસના બહાર નીકળવાના પ્રયાસ જેમ, હું વધૂ વધૂ વિમાસણમાં પડતો, કંટાળતો, અને એમ ઇચ્છતો કે જગતમાં "ટીકા" એવો શબ્દ ન રહે તો સારૂં. ઇંગ્લંડમાંના "Age of criticism" પ્રમાણે હિંદમાં ટીકાકારનો યુગ ફાટી નીકળે એમ સંભવ હોય, તો ઇન્ફ્લુએન્ઝા આવ્યા પહેલાં લેવાતા અટકાયતના જરૂરીઆત પગલાં પ્રમાણે આજથી તેના અટકાવના પગલાં લેવા હું જરૂર "Transferred Subjects"ના વિશ્વાસુ પ્રધાનોને વિનવીશ, ફાર્ફા મારી કાંઉસિલ ઓફ સ્ટેટના સભાસદ મારા મિત્રને ખબર દઇશ, વડી ધારાસભાના મહાન

નાયક હોમ મેમ્બરને યાદ દેવડાવીશ, અને આ બધામાં નહિં ફાવું તો પંજાબ એક વખતની ધારાસભાના ચુનંદા હજામ સભાસદની સલાહ લઇશ, અથવા મહાધારાસભાના માનવંત દિલ્લીવાળા મીઠાઇ-વાળા સભાસદની પૂઠ પકડીશ, નહિંતર છેવટ કોઇ સર નાઇટ, ઓન-રેબલ, ખાનસાહેબની ગોદમાં લપાઇશ.

પણ "**वस्तुन्यपि रस: स्थित :**" સૂત્રાનુસાર, પાંદડાંના પડવાથી ન્યૂટનને ગુરૂત્વાકર્ષણનું ભાન થયું, એમ એક નાનામાં નાની વસ્તુ પણ કંઇક ને કંઇક સૂચક છે એમ મારૂં નમ્ર માનવું છે. પ્રભાત કુક્કુટ આત્મશ્લાઘા ભલે કરે, પણ મને તો ચાર્લ્સ ડિકન્સના ચુનંદા હાસ્યજનક પાત્ર મિ. પિકવિકના "Much can be said on both the sides" વાકયાનુસાર "ગુજરાતના તપસ્વી" અને "પ્રભાત કુક્કુટ" ની બન્ને બાજુ વિરૂદ્ધ તરફેણ બહુ બોલવાનું છે.

આ વિષયક પરડ હું મારા માસિકમાં કરૂં, તો જરૂર લોકો-પયોગી ગણાય, એમ ધારી એનું 'Logical Sequence' વિચારતો એક "વેરીઆડીસ" મોમાં લઇ આરામ ખુરશી ઉપર પડયો. પણ મને મુદ્દલ યાદ નથી કે ત્યાર પછી મારૂં શું થયું? પણ અવાજથી જાગી ઉઠયો, ને મારી પત્નીને કકળાટ કરતી સાંભળી, કે "રાતના નવ વાગ્યા, હવે તો ઘેર ચાલો." હું ચમકી ઉભો થયો, અને

"ઓધા ને તો નિંદ,<br>
કાળજડાનાં ઠારણાં :<br>
ઊંઘ ઊંઘ, ઓ! હિંદ,<br>
જગત ભલે જાગે બધું!"

આ સોરઠો ગણગણતો ઘેર ગયો, ખાધું ન ખાધું ને પાછો નિંદદેવીની મીઠી ગોદમાં લપાઇ ગયો.

———:*:———



## "પ્રેસ્ટીજ" ગઈઈઈ.

"પ્રેસ્ટીજ" ગઇ રે! "પ્રેસ્ટીજ" ગઇ,
"ઓધા" કવિની પ્રેસ્ટીજ ગઇ!!

"પ્રેસ્ટીજ" ગઇ રે! "પ્રેસ્ટીજ" ગઇ,
"ઓધા" પંડીતની પ્રેસ્ટીજ ગઇ!!

"અટરના" પીંડા મોટા લીધા પણ,
"પ્રેસ્ટીજ" ગઇ, "પ્રેસ્ટીજ" ગઇ!!

માથાની "ટર્બન" બહુ રગદોળી પણ,
"પ્રેસ્ટીજ" ગઇ, "પ્રેસ્ટીજ" ગઇ!!

"પોકેટના" નાણાંને પાંખો આપી પણ,
"પ્રેસ્ટીજ" ગઇ, "પ્રેસ્ટીજ" ગઇ!!

બાપા! "પ્રેસ્ટીજ" ગઇ, "પ્રેસ્ટીજ" ગઇ!!
હાય! "પ્રેસ્ટીજ" ગઇ, "પ્રેસ્ટીજ" ગઇ!!

# પાસ કે નાપાસ?

——:०○:O:○०:——

મારા મિત્ર સન્મુખલાલ માંકડ ચોથી વખત મેટ્રીકની પરીક્ષામાં બેઠા. પહેલે દિવસે કંઇક હસતે મ્હોડે અને કંઇક દિલગીરી ભરેલે ચ્હેરે ઘેર પાછા આવ્યા. મેં તેને પૂછ્યું. "કેમ, સન્મુખ, પેપર કેવા હતા?" પણ તેને પ્રત્યુત્તર વાળવાને બદલે જો ઝેર ખાઈ આપઘાત કરવો હત તો ખુશીથી કરત કારણ તેનું મ્હોડું સ્પષ્ટ કહી આપતું હતું કે મારે એ બાબતની વધૂ પૂછપરછ કરવી નહિં.

બાકીના પેપરો કેવા લખાયા હતા તે કદિ પણ પૂછવાની મારી હિંમત ચાલી નહિં. કારણ મારી ક્ષુદ્ર જીજ્ઞાસા ખાતર તેનું મ્હોડું સડેલ સંત્રા જેવું થવા દેવું એ મિત્રાચારીમાં ખચિત ખલેલ પાડનારૂં છે. પણ મી૦ માંકડ કદિં કદિ બબડતા તે ઉપરથી હું એટલું તો સમજી શકયો કે તે મોટી આફતમાં છે. અને તેના ફ્રેંચ અને મૅથેમેટીકસ પેપરમાં કંઈક અડચણ ઉભી થવાનો સંભવ છે એમ લાગ્યું.

તે દહાડાથી સન્મુખ અમારી જોડે બહુ ઓછું બોલતો. પરિણામનો દિવસ પણ વખત જતાં પાસે આવી લાગ્યો. મેં સન્મુખને ઘણોઘણો વિનવ્યો કે આશાવાદ કદિ છોડવો નહિં. પહેલા બીજા વર્ગમાં તો કદાચ નહિં પણ ત્રીજા વર્ગમાંયે પાસ થવાનું બની જાય, નીકર પછી મેં સપ્લીમેન્ટરીમાં તેનું નામ બતાવવા બીડું ઝડપ્યું.

વાદળાંથી છવાયેલ આકાશમાં, પુનમનો ચંદ્ર વાદળ પાછળ ડોકીયાં કરે તેમ તેના મુખમાં હાસ્ય મંદ મંદ સ્ફુરતું જણાયું.

તેનો આશાવાદ બહુ ન ટકયો. કારણ પરિણામની તારીખે પોતે જઇ પરિણામ સાંભળવાની તેણે સાફ ના પાડી. તે પરિણામ જોવા નજ ગયો. તેને બદલે હુંજ જાઉં એમ ધારી, અમારા બીજા મિત્ર મિ. કેશવપ્રશાદ ત્રિવેદીને સાથે લઇ, સન્મુખલાલ વજેશંકર માંકડનું પરિણામ જોવા અમે રાજાબાઇ ટાવર સમક્ષ જઇ ઉભા. કેશવપ્રસાદ ત્રિવેદી બહુજ ઓછાબોલા છે પણ એમનામાં ધાંધલીયા વૃત્તિ બહુજ હતી અને કોઇની કોઇ બાબતમાં સલાહ લીધા સીવાય પોતાનું ધાર્યું કરી નાખતા. ઉંડો વિચાર તો એક બાજુએ રહ્યો પણ કોઇનું પુરૂં સાંભળવાનીયે ધીરજ રહેતી ન હોતી.

કેશવપ્રસાદની આ ઉતાવળીયા પ્રકૃતિ માટે મારે અને મી. માંકડને કેટલું સોસવું પડયું હતું તે હજી મારે કહેવાનું બાકી છે.

જતાં જતાં અમે વાતો કરતા હતા "જો તો, ત્રિવેદી, સન્મુખ પાસ થાય તો આપણે તેને પહેલાં તો ખુબ બનાવવો અને પછીજ જણાવવું કે તે પાસ થયો છે."

કેશવપ્રસાદ ત્રિવેદી કંઇ બોલ્યા નહિં. " ત્રિવેદી, શું મૂઢની પેઠે બેસી રહ્યો છે, બોલની."

"બોઘા, મને હેરાન ન કર, મારૂં તો માથું ચડી ગયું તારી કટકટમાં. એ બીચારાની મશ્કરી શા માટે કરવી? એથી તો ઉલટું મેં ચા, પાણી, નાસ્તાની તજવીજ મારે ઘેરજ કરી રાખી છે. માટે પરિણામ સાંભળી, તુરતજ સન્મુખને સાથે લઇ આપણે આનન્દ કરવા મારે ઘેરજ જવાનું છે."

ત્રિવેદીએ આ ત્રિવિધ તૈયારી કરી હશે એનો અમને સ્વપ્નેય ખ્યાલ ન હતો. એને આટલી ઉતાવળ કરવાની મુદ્દલ જરૂરજ ન હતી. કારણ હજી પરિણામ તો જાણ્યું નથી. વળી તેને બે એક પેપરમાં શંકા જેવું છે એટલે ખાત્રીપૂર્વક ન કહી શકાય.

અમે યુનિવર્સિટીના મકાન પાસે જઇ પૂગ્યા. એક વાગ્યે પરિણામ બ્હાર આવવાનું હતું. હજી પાંચેક મિનિટ બાકી હતી. હું બરાબર પહેલોજ તૈયાર થઇ ઉભો, કે પાટીઉં આવતા વેંતજ જોઇ લેવું અને આ લોકોની જામતી ઠઠમાંથી બચવું. "અરે બીચારો માંકડ તો ઝંખતો ઝંખતો રોજ અર્ધો શેર લોહી બાળે છે. પાસ થાય તો કેવું સારૂં. તેમ થશે તો તેનું વરસ બચશે અને મારૂં શીખવ્યું પરમાણ થશે." આવા વિચારો કેટલાક આવ્યા અને ગયા અને હું વિચારોના દબાણમાં આજુબાજુનું સઘળું ભુલી ગયો. કેશવ ત્રિવેદી બાજુના નળે પાણી પીવા ગયો. થોડા વખતમાં હું મારા પગપર કયાંક ઘસડાતો હોઉં તેમ મને શંકા ગઈ. મને કોણ દોરી જતું હતું? મને ધક્કા મુક્કી કોણ મારતું હતું? લોકોની એટલી તો ઠઠ જામી હતી કે સ્વસ્થ ઉભું રહેવું શકય ન્હોતું એટલે લોકોએ કાં તો મેં નંબર જોઇ લીધો છે અથવા જોયા પછી હું અમસ્તોજ ઉભો છું એમ ધારી ત્યાંથી ધકકાપ્રહાર કરી છેક બાજુએ કહાડી નાખ્યો. વાસ્તવિક રીતે મેં નંબર જોયોજ ન્હોતો પણ આ ઠઠમાં પાછું પેસાય તેમ હતુંજ નહિ.

હું ત્રિવેદીની તપાસ કરવા લાગ્યો. દૂર એક નળપર મ્હોં માંડી પાણી જરા જરા પડતું હતું તે ચૂસતો હતો. મેં બૂમ મારી. તે દોડતો આવ્યો. મેં ખીજમાં માથું હલાવ્યું, હાથ અફાળ્યા, "કેસુ,

ક્યાં ગયો હતો?" આમ બોલી તેના ચાલ્યા જવા માટે તતડાવવાનો વિચાર કરતો હતો ત્યાંજ કેશવપ્રસાદે મારો હાથ પકડયો. અને "ચાલને, પેલી ઑપેરા હાઉસની ટ્રામ ગઇ" બોલતો મને ઘસડવા લાગ્યો, તે દોડયો. મારાથી દોડી જવાયું, મારૂં મન હજી યુનિવર્સિટીમાં નંબર ખોળતુંજ રહ્યું.

હું જરા આકુળવ્યાકુળતામાંથી સ્વસ્થ થયો ત્યાં તો મેં મને ટ્રામમાં બેઠેલો જોયો. ટ્રામ આગળ ધપ્પે જતી હતી. રાણીનું પુતળું વટાવી ધોબીતળાવને પંથે ક્યારનીએ વીજળી વેગે જતી હતી. મારૂં થડકતું હૃદય તો એમજ બોલતું હતું કે "સન્મુખનો નંબર તો નથી જોયો અને હું તેને શું જવાબ આપીશ."

ધોબીતળાવ આવી પ્હોંચ્યું અને હું સન્મુખનો નંબર જોવા ફરી પાછો જાઉં ધારી હું ઉઠયો. ઉતાવળીયો ત્રિવેદી સમજ્યા વગર મને પકડવા લાગ્યો "અહિં આપણે નથી ઉતરવું. આપણે સન્મુખને તેડીજ પછી "પ્રાગ મહાલ" પાછા આવશું અને આપણે ત્યાં ચાપાણીનો બંદોબસ્ત કરી રાખ્યો છે તે મ્હાણશું." આટલું હું સાંભળી રહ્યો ન્હોતો ત્યાં ટ્રામ પ્રીન્સેસસ્ટ્રીટ વટાવી આગળ દોડયે જતી હતી. મને આજની ટ્રામનો વેગ દરરોજ કરતાં કંઇક વધુ જણાયો. મારૂં થડકતું હૃદય ચારે પાસ જોવા લાગ્યું કે ડ્રાઇવરને વીજળીનું દબાણ કેટલું અપાયું છે પણ ઉભો થઇ જોવા જવા જેટલો હું સ્વસ્થ ન્હોતો છતાં પણ આજનો વેગ "પબ્લીક સેફ્ટી" ને હાનીકારક નીવડેજ એમ માની મારી ડાયરીમાં "મ્યુનીસીપલ-કમીશનર" નું ધ્યાન ખેંચવા યોગ્ય શેરો ઘસડી કહાડયો.

ઑપેરા હાઉસનું ટ્રામ સ્ટેશન આવી પૂગ્યું અને અમે ઉતર્યાં. હું જરૂર પાછી વળતી ટ્રામમાં ચડી બેસત અને પાછો સન્મુખનો

નંબર જોવા જાત, પણ હું જેવો નીચે ઉતર્યો કે તરતજ કેશવપ્રસાદ મને ઘસડવા લાગ્યો. થોડી વારમાં "એઇ વિકટોરીઆ" બુમ સાંભળી અને તે પછી તો હું અને કેશવ વિકટોરીયામાં દોડયે જતા હતા. અમે ઘેર પહોંચ્યા. વિકટોરીયા અમારા પાછા આવવા માટે કેશવે રોકી, મને નીચેજ ઉભું રહેવાનું કહેતાંજ તે ઉપર દોડયો અને પાંચેક મિનિટમાં સન્મુખને લગભગ ઘસડતો લઇ આવ્યો. અમે ત્રણે વિકટોરીઆમાં ચડી બેઠા. હું બોલવા ઉંચો નીચો થતો હતો ત્યાં કેશવ બરાડયો "ઓ! સન્મુખ! *Hearty Congratulations*" કરતો સન્મુખને સાબાશી આપવા લાગ્યો. "તારૂં કામ હવે સરી ગયું." આ પ્રમાણે કદિ ન બોલતો કેશવ ત્રિવેદી તે દહાડે તો બહુ જ બોલવા લાગ્યો. મને તો તેને રોકવાનું મન થયું પણ તેની વાત લંબાતીજ જાય. તેના વાકયમાં પૂર્ણવિરામ આવતો દેખાતોજ નહિં. ગાડી ધપ્પે જતી હતી. હું ચીડવાઇ ગયો. થોડો વખત હું બોલી શકયો નહિં. હું દાદરા ચડયો હોઉં એવો ભાસ થયો. પ્રાગમહાલના ત્રીજા મજલાપર અમે વિહાર કરવા લાગ્યા અને થોડી વારમાં "મહેમાનો અને પ્રેમી મિત્રો, આ મારી ફુલ નહિં તો ફુલની પાંખડી સ્વીકારો અને ન્યાય આપો. હું સન્મુખનો ટોસ્ટ પ્રોપોઝ કરૂં છું" એમ બોલતો કેશવ ઉભો થયો અને વાનીઓ અમારા સામી મૂકવા લાગ્યો.

હું ઉંઘમાં હોઉં એમ ઝબકી જાગ્યો. મેં ટેબલ ખુરશી ઉપર બેઠેલ સહુને જોયા. પાંચ છ બીજા મહેમાન મિત્રો આવ્યા હતા. અમે ભિન્નભિન્ન વાનીઓથી વીંટળાયલા હસતા, એક પછી એક કોળીયો મ્હોંમાં મૂકયે જતા હતા. મેં નિશ્ચય કર્યો કે જમ્યા કેડે

સન્મુખને એક બાજુ લઈ જઇ ખરી વાત કહી દઇશ અને ફરી જોઇ આવવા દેવા કહીશ.

ચા પાર્ટી ખલાસ થઈ. આણી મેર હું કહેવા ઉભો થતો હતો ત્યાં સન્મુખ અને બીજા બેત્રણ મિત્રો ધડબડ કરતા ઊભા થયા, "ચા...લો પાલવા, હવે તો વહાણુની સફર કરી આજનો આનન્દ પૂરો કરીએ" કરતા દોડી ગયા, હું પણ દોડયો, ન દોડત તો તેઓ જરૂર મને એકલો રવડાવી ન્હાસી જાત. છતાં મેં સાંજ સુધી કહી દેવાનો નિશ્ચય કર્યો અથવા વહાણુમાંજ પાસે બેસી ખરી બીના કહી દેવાનું ધાર્યું.

સાંજે પાછા ફર્યાં પણ મહેનત કર્યા પછી યે તેને કહેવાની તક મળીજ નહિં. મુંઝાતો હું બેસીજ રહ્યો.

બીજે દિવસે હું જરૂર કહેત અને હું સોગનપૂર્વક કહું છું કે ગમે તે મુશ્કેલી છતાં હું તેને રોકી કહેવાનોજ હતો પણ મારા કમનસીબે તે બીજી સવારની વહેલી ગાડીમાં ડુમસ જવા નીકળી ગયો હતો. સાંજે કાગળ પાઠવીશ કહી હું વીલે મ્હોડે ઘેર આવ્યો.

સાંજે કાગળ લખતી વખતે પાંચેક નોટપેપરો બગાડયાં, ચીર્યાં, લખ્યાં પણ કાગળ પૂરો થયો જ નહિં. છેવટે નક્કી થયું કે એક છાપું લઇને તેને તગડી મૂકવું કે પછી તેમાં પોતાનું નામ ખાત્રી કરવા જોઇ લેશે. છાપું મોકલતાં મોકલતાં હું ઘરડો જ થઇ ગયો કારણ હું ઘણીવાર છાપું લેવા ટ્રામ સ્ટેશને જતો પણ મારા કમ-ભાગ્યે કોઈ છાપાવાળો મને મળ્યો જ નહિં. તે દિવસે કોઇપણ છાપું એક રૂપીએ પણ લેવા હું તૈયાર થઇ જાત.

તા. ૨૦ મીની સવારની ફ્રાસ્ટમાં સન્મુખ ફુમસથી પાછો વળ્યો. આટલા દિવસ ગયા પછી હવે કહેવાની હીંમત ચાલે જ નહિં એ સહુ સમજી શકે તેવું છે જ એટલે "વાત લંબાણી છે, કુટાશે એની મેળે,' બોલી મેં સન્મુખને કંઈ કહેવાનું માંડી વાળ્યું.

સન્મુખ તૈયાર થયો. "ચાલ બોધા, ત્રિવેદી, આવો છો, આજે જરા હું વ્હેલો જઈશ કારણ આજે પહેલો દિવસ છે", કહેતો તૈયાર થઈ નીચે ઉતર્યો ને ગયો.

મેં તો તેની સાથે જવાની સાફ ના પાડી. કારણ જો હું સાથે જાઉં અને તે નાપાસ હોય તો મારા બારજ વાગી જાય.

કેશવપ્રસાદ ત્રિવેદી, સન્મુખના ગયા પછી, જરા ઝોલાં ખાવા લાંબો થયો અને હું ધ્રૂજતે હૃદયે, થયેલી ભૂલ માટે પસ્તાતો ઘેર ગયો, એક ધોતીયું, ટુવાલ બગલમાં મારી બાર વાગ્યા એટલે ગ્રાન્ટ-રોડ જઈ અમદાવાદ લોકલમાં ગુપચુપ ચ્હડી ગયો.

મારી નિરાશાનો પાર ન હતો મેં પહેલીજ ભૂલ કરેલ કે કેશવપ્રસાદને ત્યાં જ રોકી ફરી નંબર ન જોઈ લીધો છતાં કેશવની આ ધાંધલ અક્ષમ્ય ગણતાં મારો વાંક કંઈ ગણાયજ નહિં.

સન્મુખ પોતે કાં પરિણામ વાંચવા ન ગયો? કાં તેણે પર ઉપર આધાર રાખ્યો? શા માટે તેણે પોતેજ ન્યુસપેપર વાંચ્યું નહિં? શા માટે તેણે મને વધુ પૂછપરછ કરી નહિ? બધો સન્મુખનોજ વાંક.

અમદાવાદ આવ્યું. ત્રણ દિવસ કેડે મને એક પત્ર મળ્યો જેમાં સન્મુખની બીચારાની કેવી રેવડી ઉડી તે કેશવ ત્રિવેદીએ લખ્યું હતું. બીચારો સન્મુખ કોલેજમાં ગયો ત્યાં કોલેજના કલાકે

યુનિવર્સિટી પત્રકમાં નામ નથી માટે સન્મુખ નાપાસ છે એ તરફ તેનું ધ્યાન ખેંચ્યું. સન્મુખ "બોધા" ઉપર ચ્હીડાઇ "ઘેર જઇ તેનું ખૂન કરીશ" નો નિર્ણય કરતો ઘેર આવ્યો પણ હું મળ્યોજ નહિ.

મેં દિલગીરીનો કાગળ લખ્યો. તેમાં મારી ભૂલ ન હતી, કેશવના ઉતાવળીયા સ્વભાવનોજ બધો વાંક છે વિગેરે મેં સ્પષ્ટ જણાવ્યું અને એક મહિના કેડે હું મુંબાઇ પાછો આવ્યો, ત્યારે સન્મુખ મારી જોડે પાંચ દિવસ સુધી બોલ્યોજ નહિં.

હું તો કેશવ ત્રિવેદીનેજ બધો દોષ દેવા લાગ્યો. ત્રિવેદી હમેશાં મારા ઉપર ચીડવાતોજ રહ્યો. મેં તો હમેંશને માટે નિર્ણય કરેલ કે આ બની ગયેલ બાબતમાં હું તો નિર્દોષ છું.



# મારૂં હાસ્ય.

મને હાસ્ય લખી લખી જોકે બહુજ કંટાળો આવ્યો હતો, પણ ગંભીર વિષયો ચર્ચવા જેટલું સામર્થ્ય મારામાં હશે કે નહીં તેનો મને મુદ્દલ ખ્યાલજ નહોતો. ગંભીર વિષયોમાં ઘણા મકૃતીઆ લેખકો માથાં ફોડે છે, પણ હાસ્યમાં હજી સુધી કોઈ પંકાયું હોય એમ જાણવામાં નથી, અને જાણવાનો પ્રયાસ કર્યો નથી. કારણ મને પૂર્ણ ખાત્રી છે કે મારૂં હાસ્ય જ્યાં સુધી જગતથી અજાણ્યું છે ત્યાં સુધી ભલે કોઇપણ પહેલું માન ખાટે પણ જે મીનીટે "બોધા" કવિના અનેરા નામનો પ્રથમ પરિચય થયો તે મિનિટે બધા કૃત્રિમ હાસ્ય-લેખકોનું આવી બન્યું. અને મને પ્રથમ પંકિતમાં પ્રથમ બનવું કૈં મુશ્કેલ નહિં પડે. પણ હાસ્યનો સાક્ષાત્કાર આજે થશે, જગત જાણશે, હું પંકાઇશ વગેરે વિચાર મગજમાં આવતાં હું હરખાયો. અને આજેજ લખાણ લખી, તૈયાર કરી કોઇ પણ માસિકમાં મોકલાવી આપવું અને નહીં તો મારા પોતાના માસિકમાં છાપી મારવું એમ નિશ્ચય કરી મેં મારા ઘાટીને ચ્હાનો કપ લાવવા કહ્યું, જે આજ્ઞા તેણે નમીને માથે ચઢાવી.

મને કહેવા દ્યો કે ચ્હા મારો અધિષ્ઠાતા દેવ છે. આનું સબળ કારણ મારી પાસે છે. પ્રાચીનકાળમાં મોટી મોટી વ્યકિતઓએ ચ્હાને વખાણ્યો છે. અને આના એક બે દાખલાઓ આપી તમને પણ સંતોષવા મારો વિચાર છે.

"**न चापि, काव्यं नवम् इत्यवचम्**" સૂત્ર સ્પષ્ટ કહી આપે છે કે "**न चापि**" એટલે કે ચ્હા ન પીધી હોય તો, **नवम् काव्यम्** કહેતાં નવું કાવ્ય, **अवचम्** કહેતાં (**वद** to speak, chant) ન ગાવું, એટલે આખાનો અર્થ એમ છે કે ચ્હા ન પીધી હોય તો, કોઇપણ નવું કાવ્ય, ગાવું કે લખવું નહીં.

બીજી સાબીતી આના કરતાં પણ સાબુત છે. ભવભૂતિ કવિએ પણ ચ્હાની તરફેણમાં લખી તેનું વર્ણન આબેહુબ કર્યું છે :

**प्रियंगुश्यामांगप्रकृतिरपि चापाण्डुमधुरम्।**
**वपुः क्षामं वहति रमणीयश्च भवति ॥**

આમાં સ્પષ્ટ વર્ણન કરેલ છે કે ચ્હાની "**प्रकृति**" કહેતાં શરીર, રંગ, **प्रियंगु** જેવો-**श्याम** હોય છે છતાં **पाण्डु** અને **मधुर** છે. અને ચ્હા પીનારનું **वपुः** કહેતાં શરીર, **क्षामं क्षामं** કહેતાં બહુજ દુબર્લ હોય છે, છતાં ચ્હા પીનારના મનમાં તો તે રમણીયજ છે.

આથી વધુ સાબીતી હજી તો મારે આપવાની છે. એક વખત તુલસીજી રીસાયાં કે "મને પાંદડાંનો અવતાર કેમ ?"–ત્યારે કૃષ્ણ ભગવાને તેમને સાન્ત્વન આપવા પાંદડાનો અવતાર લીધો અને તેથીજ સહુ સવારમાં જાગતાં વેત "કૃષ્ણ કૃષ્ણ" ન કરતાં "ચ્હા, ચ્હા" કરતા ઉઠે છે. અને શ્રી ગીતામાં પણ કૃષ્ણચન્દ્ર બોલ્યા છે કે

**सर्वस्य चाहं हृदि सन्निविष्टः। मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च॥**

અને આ સ્પષ્ટ નથી બતાવી આપતું કે ચ્હા તે ભગવાનનો પચ્ચીસમો અવતાર છે ? **सर्वस्य चाहं** એટલે કે સંધિ છુટી કરીને બોલતાં **सर्वस्य चा अहम्** કહેતાં સર્વમાં ચ્હા રૂપે જનાર હું છુ.

**हृदि सन्निविष्टः सन्** કહેતાં જયારે હું હૃદય એટલે પેટમાં જઉં છું ત્યારે, **मत्तः स्मृतिः ज्ञानम् अपोहनम् च**, કહેતાં મારાથી જ્ઞાન અને અપોહન સંભવે છે. આવી રીતે મ્હાદેવનું સ્તવન ઘણી ઘણી મોટી વ્યકિતઓએ કર્યું છે એટલેજ મ્હાને મેં ઇષ્ટદેવ તરીકે ગણવામાં કંઇ ભૂલ કરી નથી એમ સૌ સમજી શકે. આટલેથીયે જગત જો ન સમજે તો પછી ખરેજ જગતની મને દયા તો આવેજ !

ચાનો અઢી લોટા જેવડો કપ હું તો ગટગટાવી ગયો કે મારામાં સ્મૃતિ અને અપોહન સંભવ્યાં. અને ઘઉંની કોથળી ઠાલવતાં **वाक्य दळण्याची गिरण**, ચાલુ કરતાં, ગૌમુખીમાંથી દળાયેલા લોટનો જેમ અસ્ખલિત પ્રવાહ ચાલે તેમ મારા મગજમાં કાવ્યનદીનો ધોધ ચાલુ થયો. એ ધોધના અવાજમાં મને સ્વર્ગબારીમાંથી નીચે પટકાતી ગંગાને માથાપર ઝીલતાં શંકરનું ચિત્ર યાદ આવ્યું. મારામાંયે ગંગા–પ્રવાહ કેમ જાણે ચાલુ થયો હોયની !

"સાંપ્રતયુગની શી વિલક્ષણતા ! જગજ્જંજાળાની પ્રક્ષુબ્ધતા અણુમાત્ર ઓછી ન થતાં દ્વિગુણીત થઇ છે. ઉચ્ચ આશાઓનું નિર્મૂલન નથી થતું, પણ વૃક્ષની પેઠે સમુત્ફુલ્લન થતું જોઉં છું. ઉંડા ગંભીર વ્યોમમાં તરલ તારાગણની ચમકતી હાર તેમ અંધકાર ભરેલા, નિદ્રામાં જકડાયેલા હિંદમાં ચોપાસ તેજસ્વી વીરલાઓ દૃશ્યમાન થાય છે."........

આહાહા ! કેવું મારૂં હાસ્ય ! શું તેની ઝમક ! શું હાસ્યનો સાક્ષાત્કાર ! ચવચવનો મુરબ્બો અને લવલવની લહેજત !

મેં આગળ ચલાવવા ઇચ્છયું, પણ વધુ વિચાર આવ્યોજ નહીં, અને ઉપલો ફકરો વારંવાર વાંચ્યા પછી મને સૂઝયું કે ખરૂં જોતાં

આમાં કૈં હાસ્ય જેવું દેખાતુંજ નથી. તેથી ઉલટું હું તો હિન્દની રાજકીય વ્યવસ્થા, લોકજાગૃતિના વિષયમાં પડી ગયો હોઉં એમ લાગ્યું! એટલે આગળ લખવા હું અશકત નીવડયો તેને માટે મને મુદ્દલ શોક ન થયો.

પણ બીજું એ યાદ આવ્યું કે હાસ્ય લખવામાં અથવા તો સામાન્ય રીતે બધું લખવામાં અન્તગમન માટે હંમેશાં ઇષ્ટદેવનું સ્મરણ થવું જોઇએ. જોકે સાક્ષાત્ ઇષ્ટદેવ "સ્ત્રી" હતા, પણ સ્વર્ગીય ઇષ્ટદેવનું સ્મરણ રૂઢિ મુજબ થવું જોઇએ.

પણ દેવોમાં મને મુદ્દલ આસ્થા નથી. કારણ અગાઉ મેં ઘણી ઘણી વખત દેવદેવીઓને વીનવેલ, એક ટાણાની તત્પરતા બતાવેલ, હનુમાનને તેલ આપવા ઈચ્છા કરેલ, પણ બધી માનતાઓ, બધી બધી પ્રાર્થનાઓ, નિષ્ફળ ગયેલ.

આખરે વીજળીનું દબાણ વધારવા મેં ટ્રામ્વે કંપનીને અગાઉ લખેલ તે મુજબ આજેજ ૨૩૦ વોલ્ટને બદલે કંપની તરફથી ૪૬૦ વોલ્ટનું દબાણ મને આપવાનો હુકમ થયો. તેથી મારો ડાયનેમો સતેજ થયો અને ચાલુ કરતાં વેંત, ૪૬૦ વોલ્ટના પ્રેશરની પ્રેક્ષકોને ચેતવણી આપતો કે એક કવિતા લખવા મંડી પડયો.

"પ્રભુ! મ્હાણુ જગતમાં,
"મનુજને સૌખ્યની લ્હાણુ દે છે—
વૃક્ષોયૂથો નાથ!
ફલફુલ થકી,
અમિતનાં,
દગ્ધ હૃદયોનાં,

કારણ્યાં છે હો !
કપાસના, ક્ષુદ્ર દીસતા,
નજીવા,
નાજૂકડા,
રોપાયે, પૂર્યાં છે રે! ચીર,
વસ્ત્રરહિતોને!
ટાળ્યાં છે રે! દુઃખ!
દુબળડાંઓયે,
ગરીબનાં,
એલી બનીને,
નિરંતરના નિઃશ્વાસ!

આહાહા ! હાસ્યની પરિસીમા ! ચુનંદા હાસ્યની અવધિ ! નિઃસીમ ઉચ્ચનાની છેલ્લી હદ !

આ પ્રમાણે કાવ્યસિન્ધુનાં મોજાં ઉછળી રહ્યાં હતાં, ત્યાં સીનેમા ફીલ્મની જેમ મારી સમક્ષ આખો નિસર્ગ ખડો થયો. ફલફૂલો મહાલતાં દેખ્યાં. ડુંગરોની રમણીય હારો જોઇ. ધીમી ધીમી કૂદતી નાચતી નદીઓ જોઈ. હરિણ, મયૂર, કોકિલ, લંગુર, ઉરાંગ્ ઉટાંગ્, મુરઘા, બીલાડા વિગેરેની વચમાં વિહરતાં ભોળા કવિને દેખ્યા, લીટીઓ લખી તો ખરી પણ જેમ જેમ હું નૈસર્ગિક સૃષ્ટિનો વિચાર કરતો ગયો, જેમ જેમ **नीचैराख्यं गिरिमधिवसेस्तत्रविश्रामहेतोस्त्वत्संपर्कात्पुल-कितमिव प्रौढपुष्पैः कदम्बैः** વગેરે વિચારો મારા ખળભળતા મગજમાં સ્ફુરવા લાગ્યા, તેમ તેમ મને મનુષ્યસૃષ્ટિપર વૈરાગ્ય આવવા લાગ્યો, અને વૃક્ષો, નદીનાળાં, સમુદ્ર, ગગન-ચુમ્બી, ઉછળતા સમુદ્રો તરફ

મારો સ્નેહ જતો ગયો. હું જરૂર આગળ લખત. પણ મારા વૈરાગ્યની તીવ્રતા એટલી બધી થઇ હતી કે જો હું એકજ શીટી વધુ લખત તો જરૂર એક મિનિટ પછી મને બધા નં૦ ૭ ની ટ્રામમાં કે તેમાં જગ્યા નહોત અને તેમાંથી ટ્રામ કંડકટર કે ઇન્સ્પેકટર ઉતરી મુકત તો નં૦ ૬ ની ટ્રામમાં ચઢતાં અને વિકટોરીઆ ગાર્ડન ભણી જતાં જોત. ખરૂં કહું તો જરૂર હું ત્યાં વૃક્ષો, પશુ, કુદરત સાથે વિહાર કરવા ચાલ્યો જાત.

આ વિચારોમાં મારૂં હાસ્ય વિસરાઇ ગયું. ઉપરના લખાણમાં શું હાસ્ય હતું કે શી રીતે હાસ્ય હોઇ શકે તે વિચાર હું જરા આરામ લેતો કરૂં એમ ધારી આરામ ખુરશી પર પડયો. ત્યાં મને ઊંઘે જકડી લીધો, પણ થોડી વારમાં "મારૂં હાસ્ય" મારે કાને અથડાયું, અને જાગીને જોઉં છું તો મારો લેખ મારી પત્ની મધુરીએ વાંચવો શરૂ કરેલ તે મારા તરફ જોઇ પુષ્કળ હસતી હતી. હું જાગ્યો કે તુરત તે બોલી ઉઠી " બાધા કવિ! બહુ બની, બહુ ઊંઘ્યા, ચાલો હવે ઘરમાં સરખા સૂઇ રહો." બોલતી તે પુષ્કળ હસી. ઊંઘમાંથી હું પણ જાગ્યો અને હસતો હસતો અંદર ગયો અને વધુ હાસ્ય કાલે લખીશ. ભલે જગત મારૂં હાસ્ય એક દિવસ મોડું જાણે, એમ વિચાર કરતો ઊંઘમાં જકડાઇ ગયો.



# અલ્યા ઓધો !

(રા. ચંદ્રશંકર પંડ્યાની "અલી ! મ્હને વ્હાલી કહીને બોલાવી"નું પ્રતિકાવ્ય-)

—:*:—

અલ્યા ! મને ઓધો કહીને બોલાવ્યો !
અલ્યા ! મને ઓધો કહીને બોલાવ્યો !
પ્રાઇવેટમાં મારા કાન તાણી તાણી,
લંબકરણો બનાવ્યો—અલ્યા મને !

ગરમાગરમ ખૂબ ગાલ જલેબી શે,
રડતો સુરત બનાવ્યો,—અલ્યા મને !

આઇસ્ક્રીમ ઠંડા વેણ વચનથી,
કુલ્ફી શો વેંશ બનાવ્યો,—અલ્યા મને !

ઓધાની વાઇફે ઓધા હસ્બન્ડને,
કાન તાણીતાણી માર્યો,—અલ્યા મને !



# મહેતાજી સાથે મુંબઇમાં.

( કૌમુદીના કલાપી અંકમાં પ્રગટ થયેલા લલિતજી લિખિત
" કલાપીજી સાથે મુંબઇમાં " લેખનો પ્રતિલેખ. )

—:*:—

મુંબાઇનું પ્રથમ દર્શન મને સાતમી વખતની મેટ્રીકની પરીક્ષાએ કરાવેલું. સવંત ૧૮૫૬ ના ઉન્હાળામાં મારા મિત્ર મહેતાજી ( યાદ રાખો કે આ ઠેકાણે મહેતાજી એટલે શિક્ષક એ અર્થ નથી થતો પણ મહેતા નામની અટકને જી નામનો પ્રત્યય માત્ર, માનાર્થે વળગાડવામાં આવ્યો છે ) જયારે પારડીથી કામળેજ ગયા—કામળેજ કે વડોદરાને વડલે કે નરસિંહ મહેતાને ચોરે એ હવે બરાબર યાદ નથી— ત્યારે એમનાં સ્નેહજીવિતનાં મહારાણી શ્રી સમાલોચના તેમની સાથે ન્હોતાં ગયાં એટલે તેમને ત્યાં ઉતારા પાણી રાખવાનું સુગમ પડયું અને હું પરિક્ષા દઇ રહયો. મારા મિત્રો સન્મુખ માકડ અને કેશવ ત્રિવેદી એ મહેતાજીનાં અંગત સન્મિત્ર થયા અને તેમની દ્વારા મને સમાગમના અનેક પ્રસંગો સાંપડતા. રસાત્માની શોધમાં (મેટ્રીકની પરિક્ષામાં સાતમી વખતે બેસવાનો રસ મને કેવો મળ્યો હશે તે તો આવી રીતે પરીક્ષા દેનારનેજ ખબર પડે પણ ઉન્હાળો હતો તેથી કેરીનો રસ તો બહુ શોધ્યો મળતો હતો. આ ઉપરાંત મારે કોઇ ત્રીજો રસ શોધવો ન્હે.તો તો પણ) સાહિત્ય રસિકોના એવા પરિચયોનો લાભ લેવાને હું ચૂકતો નહિ. તેમાં પણ મહેતાજી (રખે અહિં ભૂલ ખાતા !) રસરાજય મન્દિરે તો તે સમયના અનેક અગ્રગણ્ય

સાક્ષરોનાં દર્શન મને થતાં. આ સાક્ષરોમાં કૌમુદીના તન્ત્રીનો પરિચય થયો જાણ્યો નથી–કૌમુદીમાં લખવાના આમંત્રણને અભાવે એમ મારી કલ્પના છે.

માથેરાન જવાની તક તો ન મળી પણ મુંબાઇથી લોનાવલા, મહાબળેશ્વર, સીમલા, ડુમસ, દાર્જીલીંગ અથવા ઊટી માંના કોઇ સ્થળે હવા ખાવા જવાની મારી મ્હોટી ઉમેદ હતી. પણ મહેતાજી કામળેજથી મુંબઇને મહત્તુંગે જવાના છે એ જ્યારે મેં જાણ્યું ત્યારે એ સાક્ષરનગરના કો વિરલ કવિને મળવાની ઇચ્છા થઇ આવી. તે વખતે મારે મુરબ્બીભાઇ તો નહતો કારણ હુંજ પોતે મારા ભાઇઓમાં મુરબ્બી છું એટલે એ ઇચ્છા બીજા કોઇને પ્રદર્શિત કરવાનું મેં દુરસ્ત ન ધાર્યું. મુંબઇને મહત્તુંગે વસતા કવિએ મારૂં સાહિત્યજીવન પ્રફુલ્લિત કરેલું. તેમના દર્શનનો મને રસમોહ હતો તેથી ૫-૨૫ ની સવારની લોકલમાં મુંબાઇને મહત્તુંગે યાને મુંબાપુરીની મોક્ષદ્વારિકા જવા નીકળ્યો, પણ મારૂં કમનસીબ અને તેની દયાજનક કહાણી તે એ કે એ નામનું સ્ટેશન શોધ્યું જડયુંજ નહી. અને જ્યારે મેં તે નામનું સ્ટેશન કયારે આવશે તે મારી સાથે બેઠેલાને પુછ્યું ત્યારે એ કેમ હસ્યા એ હું સમજી શકયો નહિ. આખરે ગાડીના ડબ્બામાં ટીકીટ તપાસવા આવી પહોચેલા માસ્તર સાહેબે કહયું કે કવિત્વ શકિતની અવધિએ માટુંગાને મહ-તુંગાનું નામ આપ્યું છે. ત્યારે હું બોરીવલી-થી પાછો ફર્યો અને માટુંગા ઉતરી તે કવિને ઘેર પ્હોંચ્યો પણ ત્યાં ખબર પડી, અફસોસ! કે તેઓશ્રી બહાર ગયા છે.

આજે તો હું મુંબઇને સંતકુંજે, "**सा विद्या या विमुक्तये,**" એ મોહનમન્ત્રનાં અધ્યાપન, ઘરગુતી રાષ્ટ્રીય ભાવનાના અભ્યાસકોને,

જન્મ ભાષા સાહિત્યની લલિત ઉપાસના દ્વારા કૃતકૃત્યતાપૂર્વક અ-લ્પાંશેય, ઝીલાવી રહયો છું. એટલે મને તો મુંબાઈ હિંદની મોક્ષ-દ્વારિકા સમીજ લાગે છે. પરંતુ સને ૧૮૯૯ માં તો નહિ હોય પણ તે અરસામાં તો હશેજ એ વખતમાં મને એનાં પ્રથમ દર્શને કેવળ રસમુગ્ધ (કેરીનો રસ હો!) બનાવેલો. પ્રથમાનુરાગમાંથી પ્રૌઢાનુરાગમાં સંક્રમણ પામવાને મને ત્યારે મનોરથ હતો ને તેજ સફળ કરવા હું સ્નેહગાન ગુંજતો હતો. (સ્નેહગાન કાં ન કરૂં? તે વખતે મધુરીના સાથે લગ્ન ન્હોતાં થયાં) ને તેમાં મહેતાજીરાજને સમાલોચના રાણીનાં લગ્ન વસન્તના એ પ્રસંગો મળ્યા તેના મુંબાઇની ગુર્જરી રસકલાની મોહની ત્યારે મૂને લાગેલી તે આજ ભક્તિભાવરૂપે પ્રફુલ્લિત થતી જોઉં છું.

મહેતાજી ત્યારે વડગાદીની બારદાન ગલ્લી ઉપરના એક મહા-વિદ્યાલયમાં સજોડે રહેતા હતા. ચોપાટીપર જગા નહિ મળી શકી હોય એમ મારૂં અનુમાન છે. મેઇલમાંથી ઉતરી સવારમાં તેમને ત્યાં જ ગયો ને એ દમ્પતીના લગ્નસ્નેહની વસન્તલ્હેરે ઝુલ્યો—બીજી શી વસન્તલ્હેરં હોય?—મારા જવાથી સમાલોચના રાણીનો ઘુંઘવાટ; જાણે વળગી બલા, અને નસીબમાં ધારે ઘી (?) ખીચડી ને કઢીસ્તો!

મહેતાજીના દર્દેદિલીનાં ગાન છાપામાં, વર્તમાનપત્રોમાં, માસિકોમાં તથા પુસ્તકોમાં ક્યાંયે પ્રગટ થયાં વાંચ્યા નથી—અલબત્ત આમાંનાં કોઇ પણ કદિ વાંચતોજ નહિ—પરન્તુ એવા અશ્રુકવિના રસાત્માનાં નયનોમાંથી અને વદનોમાંથી નિર્ઝરતી એમની રસાત્મિકાને મેં સદ્ભાગ્યથી ક્યારની પ્રત્યક્ષ કરેલી—મારા ધારવા પ્રમાણે તો બારદાન ગલ્લીમાં ઊડતી ધૂળ, બારદાનનો કચરો, આંખ મ્હોંમાં ઉડવાથી નિર્ઝરતાં અશ્રુ તો મેં જરૂર જોયાંજ હશે.

મોટરમાં તો નહિ પણ અફસોસ! ટેકસીમાંયે નહિ વિકટેરીયામાંયે નહિ, ખટારામાંયે નહિ, પણ છેવટ હાથગાડીમાંયે નહિ પણ ખાસ્સા પગપાળા, ગુડીયા ગાડીમાં આખી મુંબઇમાં મહેતાજીએ મને આખો દિવસ ખાસ લઇ જઇ ફેરવ્યાથી મુંબઇના મારા બાકીના દિવસો બહુ કફોડી દશામાં ગયા હતા અને મારા દુખતા પગો દસ દિવસના ચાલુ શેક પછીજ મટયા હતા અને તે દરમ્યાન બારદાન ગલ્લીમાં ઊડતી ધૂળ, પંદર દિવસ સુધી ઘરમાં ગોંધાઈ, સતત ખાઈ ખાઇ, એ વ્હાલસોયાં દંપતીની પ્રણય-પ્રાપ્તિની ઝંખનાના સૂર બહુ માણી ન્હોતો શકયો. અને આ દશામાં મુંબઇને અમે જોતા ન હતા તેટલું અમે પરસ્પર રસાત્માને જોયા કરતા—જો કે મહેતાજી અથવા તેમનાં સ્નેહરાશી સમાલોચનાના મુખારવિન્દોમાં કદ્રુપતા શિવાય અન્ય કંઇ નિરખવાનું હતુંજ નહિં.

આખરમાં એટલુંજ કે મહેતાજીનું દર્શન મને ન થયું હત તો મારૂં અંતિમાનુરાગનું આજનું જીવન અધૂરૂં રહેત.





# દિલના બળાપો.

અફસોસ! મારી કહાણી કહી જાય તેમ નથી. મારો રોષ સમાવ્યો શમે તેમ નથી. મારો પિત્તો ઉકળ્યો તે થંડો પડે તેમ નથી. મારૂં બોયલર લુબ્રીકેટીંગ તેલ વગર તપ્યું તે હવે કાબુમાં આવી શકે કે નહિં, આ બહુ મ્હોટો સવાલ છે. મારા રોષાગ્નિને વર્ણનથી ન્યાય આપી શકે તેવા ઇંગ્રેજી ફ્રેન્ચ, જરમન, ઇટાલીયન, સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિન્દી, ઉર્દુ, કચ્છી, કાનડી, માગધી વિગેરે ભાષાઓમાં શબ્દોજ નથી. પરવરદિગાર! ભાષાકારો, વૈયાકરણોને આવા તીવ્ર રોષાગ્નિનું—અતુલ બળાપાનું—દુઃસહ કળાપાનું—ભાન કયાંથી આવી શકે?

આ પ્રમાણે મારૂં ભેજું ઉકળી જવાનાં મારી પાસે સબળ કારણો છે. તમે જો તે રોષ કદિ અનુભવ્યો હશે તોજ તેનો ખરો ખ્યાલ તમને આવી શકશે. પણ મને તમારા તે અનુભવ વિષે પૂરતી શંકા છે.

કોઠા પેટ બળ્યો હેમલેટ કદી કદી ગણુગણુતો હશે.

Oh—that this too too solid flesh would melt.
Thaw and resolve itself into a dew
Or that the Everlasting had not fix'd.
His canon' gainst self-slaughter! Oh God! God!

ભલે બીચારો તે પ્રમાણે ભડભડીયાં નાંખે. પણ તેના દુઃખનું ખરૂં ભાન તમને થઈ શકે તેમ છે? શાકુન્તલના દુષ્યન્તના વિદૂષકના

વાક્ય "गण्डस्योपरि पीडिका संवृत्ता" તમારા મનમાં કવચિતજ તે વિદૂષકના મનના રોષનો ખરો ખ્યાલ આપી શકે.

કોઇ પેટ ભુખ્યો-ઘર બળ્યો, પોતાના દુષ્ટ ખારીલા સ્વભાવથી જનસમાજમાં કડવો થઇ પડેલો, પોતાના મનમાં ધૂંધવાતો, ગંદી ગટ્ટરોની બદબોની સુગંધી હવા લેતો હોય-ક્રોધની જવાળાઓમાં બળી બળી અર્ધો થઇ જતો હોય, ઘડીકમાં તપી જતો હોય, તે સમે કેટલાક ટીખળી છોકરાઓ તેને ગાંડો માની તેના ભણી પત્થર ફેંકે અથવા ગાલિપ્રદાનદ્વારા ઉશ્કેરે તે સમે તે માણસના મ્હેડાંને કલ્પી શકો છો? અને કલ્પી શકો તો તેનું યથાસ્થિત વર્ણન આપી શકશો?

બિચારો આત્મપ્રશંસી, આત્મોન્નતિની ઝંખના કરે; ત્રીસ રૂપીઆનો કોરો કડાક પગાર લાવે છે. ભાગ્યયોગે સસરો ધનાઢ્ય મળે—પાંચ છ મીલનો માલેક, એજંટ, ડીરેકટર, મેનેજર હોય. જમાઇને વધુ પગાર અપાવવા ખાતર એકાદ મીલની ઓફીસમાં હેડ ક્લાર્ક—ઓફીસ સુપ્રીન્ટેન્ડેન્ટ નીમી દે. તેને બીચારાને પોતાની જોખમદારીનું ભાન ન હોય. ભાઇશ્રી તો અઢીસોના પગારથી જામી જાય પણ પોતાનાપર જોખમદારી મોટી હોય, પોતાનામાં પૂરી આવડત ન હોય, ભોટમામા હોય અને પોતાના આસીસ્ટંટો તેની રેવડી ઉડાવે, તેને કાંકરાનો કરે તે સમયના તેના મુખારવિંદની કલ્પના તમે કરી શકો છો? તેના દિલના બળાપાનું વર્ણન દઈ શકો છો?

અલબત્ત, બળાપો-ક્ષોભ થવાનાં ઘણાં ઘણાં કારણો હોય છે. કોઇને દસ લાખના નુકસાનથી બળાપો થાય છે તેટલોજ બીજા કોઇને પાંચ રૂપિઆની નોટ ખીસામાંથી જવાથી થાય છે અને અજાણી હોટલમાં ચ્હા પીવા ચડી જતાં, બેચાર ગોઠીઆઓ સાથે હોય, એક

કપ દીઠ આના છ આવતાં રૂપિઆ એનું બીલ થાય તે સમે તેના બળાપાનું વર્ણન કોઈ વિરલ કાળીદાસજ કરી શકે–કોઈ બાણ કવિજ આપી શકે.

શહેનશાહનો જન્મદિવસ હોય. ઉષ:કાળથીજ મોટરો ધમધમ કરતી દોડતી હોય. સહુ કોઈ ગવર્નમેન્ટ કોમ્યુનીક (*Government Communique*)ની ચાતક પેઠે રાહ જોતું હોય. કોઇને આણુ જેવડી આશા હોય. કોમ્યુનીક બહાર પડે. આશાભર્યું વંચાય. જન્મદિવસ ઉપર વ્હેંચાયેલા માનચાંદમાં રાવબહાદુર, ખાનસાહેબ, સરનાઇટ, કે સી. આઈ. ઈ. ઇત્યાદિની કોઇ પણ કોલમમાં પોતાનું નામ ન દેખે અથવા સર–નાઇટની આશા હોય અને માત્ર નજીવો રાવસાહેબનો.જ ઇલ્કાબ મળે તે સમે "મને નહિં?"ની પ્રચંડ ગર્જના થાય–ક્રોધ થાય તે તમે અનુભવી શકો છો? કલ્પી શકો છો? તોળી શકો છો?

મ્યુનિસિપાલીટીની ચુંટણી આવી પૂગે. ઉમેદવારોની ગાડી મોટરો ચોગરદમ પેટ્રોલ ખલાસ કરી રહી હોય. મતાધિકારીઓના પગ ઉપર મણ બેમણ સસ્તો મસ્કો ચ્હોંટચો હોય. પૈસા–રૂપિઆનો વૃષ્ટિપાત થયો હોય. ઉમેદવારો હર્ષભેર પૉલીંગ બૂથ (*Palling Booth*)માં બેઠા, મતાધિકારીઓને ચ્હા પાણી, બરફી, ભોંજલેબી દીર્ઘસૂત્રી, ચીવડા વિગેરેનાં લાઇટ રીફ્રેશમેન્ટ (*Light Refreshment*) આપી રહ્યા હોય અને હરિફાઇનું પરિણામ જાહેર થાય–પોતે સભાસદ ન ચૂંટાય, તે વખતના એ ઉમેદવારના અતુલ દુર્વાસાસમ ક્રોધના અને તેના હૃદયના બળાપાનો તમને ખ્યાલ આવી શકે તેમ છે?

મુંબઇની એક ચાલનું આ ચિત્ર છે. કોઈ માણસને ત્યાં કલકત્તાનાં મશહૂર રસગુલ્લાનું પારસલ આવે. સર્વ પાડોશીનાં મન

તલપાપડ થઈ રહ્યાં છે. સંબંધીઓ રાહ જોઈ બેઠાં છે. રસગુલ્લાંની તપશ્ચર્યા થાય છે. રસગુલ્લાં વ્હેંચાય અને પોતાને ત્યાં મોકલાવેલો ભાગ ભૂલમાં બાજુની રૂમમાં અપાઈ જાય અને પોતે તદ્દન રહી જાય તે સમયનાં તે માણસના કળાપાનું વર્ણન કરવાનું બીડું તમે ઝડપી શકો છો? તેના મગજની તપી ગયેલી ડીગ્રી માપી શકશો?

ટ્રામ ધમાધમ દોડી રહી હોય. બે સ્ટેશનોની વચમાં ઉભેલો એક જાડો માણસ ટ્રામમાં ચડવાના વ્યર્થ પ્રયાસની તૈયારી કરી રહ્યો હોય, ટ્રામ આંખના પલકારામાં આવી પ્હોંચે. તેનાથી ચડાય નહિં એટલે ટ્રામ ડ્રાઇવરને તે ઉભી રાખવાનું કહે પણ ટ્રામ ડ્રાઇવર ઉભી રાખે અને તે જાડો રહી જાય તે સમયના તેના મનના ક્ષોભનું પ્રતિબિમ્બ કળી શકો છો? તેણે દીધેલા ગાલીપ્રદાન સિવાય વધુ તમે કલ્પી શકો છો? ખ્યાલ હોય તો કહો.

નોકરીનું વર્ષ પૂરૂં થાય અને પ્રોમોશનનો દિવસ આવી પહોંચે. સર્વ નોકરોનાં મન ઊંચા થાય. એક બે દિવસે પખ-પાડીએ—માસે તે નક્કી થઇ જાય. વર્ષ દરમ્યાન કોઇએ ગર્દભ પેઠે છાલકું ઉપાડયું હોય અથવા કોઇએ હાથી પેઠે અંબાડી ઉપાડી હોય, પણ શેઠને મન સમાન ઉપયોગી હોય અને પ્રમોશન નક્કી થતાં આ પ્રકારના બે જણને સરખું પ્રોમોશન મળે તે વખતે મોટી આશા બાંધનારના મનમાં શું ધુંધવાટ—બળાપો-ક્ષોભ થાય તે તમે માપી શકો છો? તે ક્રોધનું યથાશક્તિ વર્ણન કરી શકો છો?

ઘરના બળ્યાનું એક ચિત્ર યાદ કરો. ઑફીસના બાર કલાકના ગદ્ધાવૈતરા કરે નોકરીયાત માણસ ઘેર પાછો ફરે છે. કકડીને ભૂખ લાગી છે. મનમાં એક બીક છે—ઘરમાં કભારાજા પહોંચતાં વેંતજ

વડચકું ભરશે. ઘેર પહોંચતાં ચૂલામાં પાણી રેડી સૂતેલી પોતાની ગૃહદેવીને નીરખે છે. એક બાજુ પાપી પેટનું પરાક્રમ, બીજી બાજુ બાર કલાકનો ઑફીસનો ત્રાસ અને અધૂરામાં પૂરૂં ગૃહદેવીનો રોષ! તેના આ બળાપાનું ભાન તમને થઇ શકશે? તેના ઉકળેલા બોયલરનાં વ્હોલ્ટસ (*Volts*) માપતાં તમને આવડશે? તેના ગુરૂત્વાકર્ષણને ન્યૂટન માપી શકશે. લગ્રાન્જ (*L'grange*). અણુદ્વારા ગણત્રી કરવાની પદ્ધતિ (*Infinitesimal Calculus*) શોધી કહાડીને, આ ક્રોધમાં તેની થિયરી ( *theory* ) લગાવી શકશે?

મારૂં નમ્ર પણ દૃઢ માનવું છે કે ઉપરના બધા પ્રકારના બળાપા–ક્રોધ–ક્ષોભ–કપાળાનું યથેચ્છ ભાન થઈ શકે તેમ નથીજ.

તે પ્રકારનો બળાપો, વેગભર્યો, તીવ્રતાવાળો બળાપો મારા દુઃખી મગજમાં આજે ભમી રહયો છે, મારા કુમળાં હૃદયને કમળ માફક ફફડાવી રહયો છે, મનને ઝનુની કરી રહ્યો છે, ઉન્મત્ત બનાવી રહયો છે, મને ક્રોધથી આંધળો ભીંત બનાવી રહયો છે.

શું કરૂં? કયાં જાઉં? કોને કહુ? કોના ઉપર જોર અજમાવું?

ના! ખામોશ! તેનું કારણ હું તમને સમજાવીશ. ભલે તમે ભોટ હો કે પેટ બળ્યા, અપમાનભર્યાં હો કે ખુમારીવાળા; આજે સાંજે હું મારા "બોઘા કાર્યાલય" માંથી તન્ત્રીની અમોલી ફરજ બજાવી ઘેર પાછો ફર્યો ત્યારે "સમાલોચક" માં પ્રગટ થયેલા મારા એકના એક લેખની મશ્કરી કરી તેના ઉપર મારા હરામી મિત્રો સન્મુખ માંકડ અને કેશવ ત્રિવેદી તથા મારી પત્ની મધુરી ગાલીપ્રદાન વર્ષાવી રહયા હતા–મેં જાતે, પોતે, સ્વયં, સાંભળ્યું, કાનોકાન સુણ્યું! યા અલ્લા! દર્યાવે હાફેઝ! પરવરદિગાર!

——(૦)——

# સવા-શેરલોક હોમ્સ.

"ખરૂં પૂછો તો જીંદગીના યાંત્રિક નિર્વહનમાં મઝા નથી," ઝોળાં ખાતાં ખાતાં એકાએક હું બોલી ઊઠયો.

તેર વાડકા દૂધપાક ગટાવ્યો હોય તેના જેવી મારી માઠી દશા થઈ હતી; એટલે પેટ પંપાળતા જાજમ ઉપર આળોટવા શિવાય છુટકો ન હતો.

"પૂછી તો આવો મુંબાઇના મારકિટિઆઓને, છે તેઓને કંઇ દૈનિક નવીનતા કે વૈવિધ્ય? છતાં એમાંનાયે કોણ તમારા મત સાથે સંમત થાય છે?" મધુરી ભર ઊંઘમાં હતી છતાં તાડુકી ઊઠી.

"હું શેરલોક હોમ્સ હોઉં તો મઝા પડે. ડીટેકટીવ પ્રશ્નોના ઉકેલ કરવામાં જેટલી નવીનતા, સ્થળ પર્યટન તથા વૈવિધ્ય હોય છે, તેટલું બીજા કશામાં હોતું નથી. મારે બસ તક જોઇએ છીએ. ખૂન, લૂટફાટ, ખૂનીનું ન જડવું, મહાન ગુપ્તતાનો ઉકેલ, ગૂઢ પ્રશ્નોના અટપટા સંબંધો-બસ મારે આ જોઇએ! જુઓ, પછી શેરલોક હોમ્સની પાછળ સવા શેરલોક હોમ્સ છે કે નહિ!" આ ભાષણ પછી શેરલોક હોમ્સની જેમ પાઇપ તો હતી નહિ, પણ દાતણના તીરખાને મોંમાં ગોઠવી હોઠ ભીંસી કોઇ મહાન પ્રશ્નના ગૂઢ ઉકેલમાં હોઉં તેમ આંખો ઉપર ભમ્મર ચડાવી કપાળમાં કરચલી પાડી વિચારગ્રસ્ત થઇ હું બેઠો.

ત્યાં દાદર ઉપર ખડખડાટ, એકાએક અમારા પાડોશી ગજાભાઇ દાખલ થયા, આકુળવ્યાકુળ, વાળ વિખરાયલા, હાથમાં કાગળો તથા

પગમાં એકમાં બૂટ તથા બીજામાં ચંપલ, તેની કઢંગી મનોવૃત્તિનું ભાન કરાવતાં હતાં. તે હાંફલા ફાંફલા બોલ્યા :

"બોઘાભાઇ! ગઇ કાલેજ મુંબાઇથી મારૂં પારસલ આવ્યું, રામ જાણે અંદર શું હતું—મીઠાઈ, સૂકો મેવો—ધૂળ ને બાલી રાખ.

સાંજના ડામચીઆ ઉપર મૂક્યું, જાણે કે નીરાંતે સવારે એ લીશું—સવારે ફક્ત ઉપરની પેક કરેલી ગુણપાટ તથા દોરીના બંધ રહ્યા. અંદરની વસ્તુજ ગુમ! કૌતુક! કૌતુક!! બોધાભાઇ, બધા હારીને બેઠા છે—પોલીસો, અમલદારો, ફોજદારો, ડીટેક્ટીવો—તમે મદદ કરો તો ઠીક નહીં તો હું મૂઓ." બોલી ગજાભાઇએ પોતાના પારસલની પ્રાણપોક પોકારી.

હું ટટ્ટાર થયો. મારા ઉપરના આળસના થરોને ઊંચકી બાજુએ કર્યાં, અને બોલી ઊઠયો :

"ગજનભાઇ! મને યાદ આવે છે—આજે એપ્રિલનો પહેલો દિવસ છે હોં! તમારો એ દાખલો આજે બંધ બેસે છે. અમારા એક વખતના મિત્રો રૂદ્રશંકર તથા કાન્તિપ્રસાદને ત્યાં એપ્રિલ પહેલીના આવાંજ મીઠાઇનાં પારસલો આવ્યાં હતાં—જાણે પત્નીની કો સપ્રેમ ભેટ, જાણે મિત્રની મહોબતની યાદગીરી, અજબ યારીની અદભૂત સાબીતી—ધાઇને પોસ્ટમેન પાસેથી સ્વીકારાઇ—ઉઘાડતાં સડેલ કોહેલો અરધો ચંપલ અને ભુકી કોલસાની અને વચ્ચે લખેલું "એપ્રિલ ફૂલ." રૂદ્રશંકરને તથા કાન્તિપ્રસાદને ફક્ત ગાળથી વધાવ્યા, અને બનાવી કાંકરાના કર્યા તે જૂદું. ગજાભાઇ, બનાવવા આવ્યા લાગો છો, રાતોરાત આવું કંઈ ગચ્છન્તી કરી અત્યારે ઊંઠા ભણાવવાં છે—તરકીબ તો સારી છે!"

ગજાભાઇ ધુવાં પુવાં કરી બોલ્યા :

"પણ બોઘા ડીટેક્ટીવ ! તો, તો પછી આટલી પીંજણજ શાની ! મુંબાઇ મૂકાયલા તારો, ઘરમાં ઘાસલેટનું ઘમસાણ, એટલે આદમીનો અવરજવર, પોલીસોનો પોકાર અને પકડાય તેને પડના પીંડા, મિત્રોની મિલનસાર માનસિક વૃત્તિ—અને નહીંતર ગજાભાઇ એક પઇનું પણ પાણી કરે તેવો છે? અહીં ભડવીરોતાં ભેજાનું ભુસું પણ ભભરાઇ જવાની વાત છે, ઊંડો ઊંડો !" કેશવની જીભ એટલે અમારા કુવા ઉપરનો રેંટ : ભરી બાલદી આગ્ગેજ અટકે.

"ઠીક લે તંઇ હું મારો "આબાસટ્" ચડાવી લઉં જેથી "પોઝીશન" સચવાય; વળી મોટાંમાંયે ખપીયે,' બોલી હું સજ્જ થયો.

* * *

પોલીસો, અમલદારો, છડીદારો અને ત્યાં જમા થયેલા ડઝનેક ડીટેક્ટીવો પોતાના મગજનો આઇસ્ક્રીમ કરી બેઠા હતા. કોઇ ઉષ્ણ, કોઇ દીર્ઘ, કોઇ સમશીતોષ્ણ એવા નાના પ્રકારના શ્વાસો લઇ રહ્યા હતા. કોઇ પારસલના બાકી રહેલા મુદ્દાઓ તપાસી રહયા હતા. એક અમલદારે પડેલ પગલાં ઉપર તપેલું ઉંધું વાળી ત્યાં ચોકી આદરી હતી. બીજાએ બીડીની રાખ જ્યાં પડેલી હતી ત્યાં જઇ સૂક્ષ્મદર્શક યંત્ર વડે બારીક તપાસ શરૂ કરી હતી ત્રીજા ડીટેક્ટીવે ઉખડી પડેલી ધૂળની ચિકિત્સા હાથ ધરી હતી. આ પ્રમાણે નિર-નિરાળા મુદ્દાઓ હાથ ધરી પ્રત્યેક વ્યકિત આ મહાન પ્રશ્નનો ઉકેલ શોધી રહી હતી.

હું ગયો ન ગયો ત્યાં બધાઓનું ધ્યાન મારા તરફ ખેંચાયું. પહેલા અમલદારે મને "આવો ડીટેક્ટીવ બોઘા!" કહી સંબોધન

આપ્યું. ત્યાં બીજાએ આવી મારો હાથ ખેંચ્યો તેના મુદ્દા ભણી મને ખેંચવા માંડયું. "પગલા ઉપર સર્વ ગણત્રીનો આધાર છે. માટે તે આપ પહેલાં તપાસો." ત્રીજાએ કહ્યું, કે "ચોર બીડી પીનાર હોવો જોઇએ નહીં તો અહીં રાખ ક્યાંથી સંભવે? અને એ રાખ કયા પ્રકારની તમાકુની છે એ મળ્યું એટલે વાત ટુંકી અને અન્ત જલદી આવશે." ચોથાએ આગ્રહ કર્યો, કે "આ ઉખડેલી ધૂળ તેના બૂટની હોવી જોઇએ અને આટલું ખારખી શકાય કે આ પ્રકારની ધૂળ કયા કયા રસ્તા ઊપર પથરાયેલી છે, અને તે રસ્તે કયા કયા માણસનો અવર જવર છે તો ચોર પકડવો એ તદ્દન સહેલી વાત થઇ પડશે. માટે તે મુદ્દો પહેલો તપાસો." મેં બધાની આતુરતા ઊપર જરા ટાઢું પાણી ફેરવ્યું.

હું ગજાભાઈ તરફ ફર્યો. "ગજાભાઈ! સંક્ષેપમાં પણ એકપણ મૂદ્દો ભૂલ્યા વગર વાત સવિસ્તર કહી જાઓ?"

ગજાભાઇએ આદર્યું :—

"કાલે સાંજે પારસલ આવ્યું. સ્ટેશનનો પોર્ટર પારસલ ઘેર પહોંચતું કરે છે. પૈસા નૂરના સાડાબાર આના મેં ભર્યા. સવારે ખોલીશ કરી ડામચીઆ ઉપર ગોઠવ્યું—સવારે ઊઠયા ત્યાં પારસલમાં આવેલી વસ્તુ ગુમ. ઉપરના બંધ—શીંદરી વગેરે સાબુત! વિચિત્ર! બોઘાભાઈ, હું લુટાયો છું. મારી વહારે ધાઓ રે?" કરી ગજાભાઇએ ગદ્દભસ્વરે ગાન આરંભ્યું.

"ત્યારે વસ્તુ જવા પામે કેમ?" હું દરેક અક્ષર જોખતો જોખતો મુઠી હથેળીમાં પછાડતો બોલ્યો,

"ગઇ એટલે તો બધી મ્હોકાણ મંડાણી ને!" ગજાભાઇ આકુળતામાં પોતાનો કાણુ ખોતાં બોલ્યા.

"પણ એમાં વસ્તુ શી છે એ રાત્રે કેમ ન જોઇ શકાયી?"

"રાત્રે વસ્તુ ન જોઇ માટે તે વસ્તુએ ચોરાઇ જવું તે કંઇ દલીલ નથી." ગજાભાઇ વકીલાત કરતા હોય તેમ બોલ્યા, "બીજું આ વસ્તુ જોઇ નહિં હતી એટલે તો આ પણ વધારે વિકટ બન્યો. વસ્તુના નામને અભાવે તે વસ્તુનો ચોરનાર પણ અલભ્ય નીવડયો. તેમજ મિત્રોની કોઇની મશ્કરી હોય નહીં, કારણ કે સાંજ પછી અત્યાર સુધી કોઇ ફરક્યું પણ ન હતું."

"રાત્રે બારી ખુલ્લી હતી કે બંધ," હું બહુ વિચારપૂર્વક. પણ અક્ષરોને વીણી વીણી ગણતો હોઉં તેમ બોલ્યો.

"બારી રાત્રે હવા માટે ખુલ્લી રાખવામાં આવે છે."

"બસ ત્યારે! ચોર બારીએથી આવ્યો, તમારી અમુક વસ્તુ લઇ ગયો, તમુક તરકીબ વાપરી, પાછું હતું તેમ કરી નાખ્યું." મને લાગ્યું વાતનું વર્તુલ નાનામાં નાનું થઇ ચૂકયું.

"પણ બોધાભાઇ" ગજાપ્રસાદે મારી વિચારમાળાનો માળો, વાંદરાએ સુઘરીના માળાની જેમ, કવેળાએ ફેંદી નાખ્યો, "પણ—પણ—બારીને તો સળીઆ છે અને તે બધામાંથી એક પણ તેની જગ્યાએથી ખસ્યો નથી."

મારી હસ્તગત થયેલી બાજી આખી હાથમાંથી સરી પડી. "બારીને સળીઆ છે" તે મુદ્દો મારા સમક્ષ મૂકાયો તે પહેલાં કેસની હદ નાનામાં નાની થઇ ગઇ હતી. પણ હવે તે વાત પાછી સમુદ્ર જેટલી અગાધ થઇ ગઈ.

મેં આખા રૂમમાં ઝીણવટથી જોવા માંડયું, ત્યાં ગીગાભાઈ ડીટેકટીવ એક માણસને પકડી મારી પાસે રજુ કરતા બોલ્યા, "આ

સખ્શનો પગ રૂમમાં મળી આવેલાં પગલાંને બંબર બંધ બેસતો છે." તેને મજબુત પકડી તેને એક બાજુ બેસી જવા કહ્યું, બીજાએ મને હચમચાવી જણાવ્યું, કે રાખ "અબ્દુલા" સીગરેટની હોવી જોઇએ અને ત્રીજાએ જણાવ્યું કે મળી આવેલ ધૂળ જેવીજ મુંબઇના બોઇવાડામાં હમણાં પાથરવામાં આવેલ છે. આમાંની એક પણ વસ્તુ ડીટેક્ટીવને કેટલી ઉપયોગી છે એ હું સમજી શકતો હોવાથી મેં તેઓને તેની શોધમાં પ્રયાસો ચાલુ રાખવા આગ્રહપૂર્વક વિનંતિ કરી.

હું મારા પ્રયાસોમાં પડયો. મેં ડામચીયો તપાસ્યો, પારસલનું લેબલ જોયું, મોકલનારનું નામ તથા ગામ ખોળ્યાં પણ તે તો રસ્તામાં આવતાં ફાટી ગયેલાં લાગ્યાં. બારીના સળીઆ મજબુત તેમજ નિશ્ચલપણે મારા હાથની સાથે કુસ્તી કરતા હતા.

"કેશવ, શું ધાર્યું?" હું બબડયો. કેશવે તો કંટાળા ભરેલ મ્હોંએ "ભીંડુ" બોલી વાત જતી કરી.

"કેશવ, તારા જેવા નમાલાનું અહીં કામ નથી," બોલી હું પાછો વિચારમાં પડયો.

"કાલે ચોર પકડી રજુ કરીશ" આટલું બોલી કુતૂહલમાં ઉઘડી પડેલાં બધાના મ્હોડાંઓ તરફ દિલસોજીની નજર ફેંકતો હું ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દીવસે ગજાભાઇને ઘેર લોકનો હડેરો. વચ્ચે ત્રણ ત્રણ ડીટેક્ટીવોએ હસ્તગત કરેલા ત્રણ ત્રણ શકમંદ સખ્સો. એક પગલાને બંધ બેસતો, એક ધારણા પ્રમાણે અબ્દુલ્લા સીગરેટ પીતો, અને ત્રીજો શકમંદ કોઇક વખતે બોઇવાડામાંથી પસાર થતો ગૃહસ્થ. ત્રણે ડીટેક્ટીવોનાં મ્હોડાંઓ ઉપર સ્મિત ફરકતું હતું. ત્રણેના મ્હોડાંઓ

વિજયનાં બણુગાં ફૂંકતાં હતાં. હું ગયો. ડીટેક્ટીવોનાં લીધેલાં પગલાં ખોટી શરૂઆતથીજ શરૂ કરાયાં હતાં. હું જાણતો હતો કે પ્રથમ પકડાયેલો તેજ સવારે મેઈલમાં ઉતરેલ, અબ્દુલ્લા પીનાર સહૃદર કંપનીનો ડાયરેક્ટર અને બેઈવાડામાંથી પસાર થનાર મનુષ્ય મ્હોટો લક્ષ્મીપતિ હતો.

હું ગયો, ત્યાં 'ઓધાભાઇ! હવે તમારે તસ્દી લેવાની જરૂર નથી. ચોરો હસ્તગત થઇ ચૂકયા છે. ફક્ત ગુમ થયેલી વસ્તુનો પત્તો નથી,' ત્રણે ડીટેક્ટીવો બોલી ઉઠયા.

મેં ગજાભાઇને સાદ કીધો, "ગજાભાઇ! મારોએ ચોર હસ્તગત થઇ ચૂકયો છે. હવે કહેતા હો તો કહી દઉં."

બધા સફાળા ઊભા થઇ ગયા. અઢીસો જેટલા માણસો મારી આસપાસ વીંટળાઇ વળ્યા, અને મારા શબ્દો ઝીલવા તત્પર થયા.

"ગજાભાઇ, તમારા પારસલમાં અરધો મણ બરફ આવ્યો હતો. અને તે રાતોરાત પીગળી ગયો છે. બાકી બીજું કાંઇ નથી"

ત્રણે ડીટેક્ટીવોના હાથમાંથી હસ્તગત કરેલા શકમંદ સખ્શોના બંધ સરી પડયા.

મને કેવી રીતે આટલી ઊંડાઇથી ભરેલા ભેદની વાત જાણ થઇ તે સવિસ્તર કોઇ પણ પૂછી શકે, ત્યાં તો હું અને કેશવ ચાલતી પકડી ગયા.

શેર જઇ:—

"કેશવ! ફક્ત જરા વિચારને દોડાવવાની જરૂર હતી. પેલા ત્રણે ડીટેક્ટીવોએ શરૂઆતજ ખોટી કરેલી. પહેલેથી તે છેલ્લે સુધી સાંકળ ગોઠવી કે કેસ ટુંકો—હસ્તગત થયો સમજવો.

"જો! ગુણપાટ-શીંદરીના બંધ તથા સીલ-શિક્કા અતૂટ, એટલે ચીજ અંદર હોવી જોઇએ. પણ ચીજ ન મળી. હવે પારસલનો આકાર હતો ચોરસ તેમજ સ્થૂળ વસ્તુ તેમાં અર્ધાં મણથી વધુ ન માઇ શકે. ગગનભાઇએ વાતમાં મને કહેલ કે પારસલના નૂરના આના સાડબાર તેણે ભર્યાં, આ ગામડાથી મુંબાઇનું નૂર મણનો રૂપીઓ એક તથા આના નવ છે. વળી વધુ ઝીણવટથી જોતાં ડામચીઆનાં ગાદલાં ભીનાં જણાયાં. ગગાભાઇના "સોડા લીંબુ" ના વેપારનું હું સારી રીતે જાણું છું "કેશવ! સમજ પડી?"

કેશવ ત્રિવેદી, સન્મુખ માંકડ તથા મધુરીએ મને સેન્ચરી બેટ્સમેન માફક ઊંચકયો—કવોડ્રેંગ્યુલર ક્રીકેટની જીત આટલી માનપ્રદ મને ન લાગી. મેં તો ફકત એકાદ પેન્સિલ હોઠમાં પકડી, સવા-શેરલોક હોમ્સ માફક ચુંગી પીવા માંડી.



# ડોશીમાનો હૃદયદ્રાવક વિલાપ.

(રાગ મરશીયા.)

(૧)

હાય હાય રે !
કાળજડાં વિંધ્યાં ગાંધીડે !
કરી મૂકી રોતી મનેય
મારૂં તો કોઇ રે ! સુણે નહિં
મુજને ખાવા રે ! ધાય—કાળજડાં.

(૨)

ઝડપી લીધાં મારાં માનને
કડકડતાં રેડયાં તેલ;
બરબાદી રે ! હિન્દની,
અરે ! રે ! વાતો સૌ મેલ—કાળજડાં.

(૩)

મારાં તો આવખાં ખૂટી પડયાં
(પણ) મુંથી જોયું ન જાય !
હિન્દ માત દુઃખી થતી,
મારી મત મુંઝાય !—કાળજડાં.

(૪)

ગાંધીને લઇ જાઓ આંહીથી,
હું દેખડાવીશ સ્વરાજ
ગાંધીનું સર્વ ધતીંગ છે
મુજને ઓઢાડો તાજ—કાળજડાં.

(૫)

અસહકાર એ બાનાં સૌ
ઢોંગ ફીતૂર તું જાણ,
ગોદ ભલી સરકારની
મીઠી મીઠી એ લાણ !—કાળજડાં.

(૬)

ગાંધીની ખાદી તજી દીઓ
રેશમ પ્હેરો મીર !
ડહાડેણ હું થઇ તોયે
પ્હેરૂં રેશમ ચીર !—કાળજડાં.

(૭)

ગાંધીની વાત પોલી બધી
સઘળું સાચું હું કહું છ !
ક્હાપણ જો લાધ્યું જડે
એકલી હું લઈ ફરૂં છ !—કાળજડાં.

———:૦:———

# મારા ગુરૂજી.

હું જ્યારે તમને કહું કે મારે ગુરૂ હતા ત્યારે તમારે એમ નથી સમજવાનું કે તે આજકાલના કોઇ સાધારણ પંતુજી હતા. આ જમાનામાં આ પ્રકારના ગુરૂજી **न भूतो न भविष्यति.** તે ન હતા કોઇ શાળાના માસ્તર, કે ન હતા કોઇ ખાનગી ટયુશન આપનાર, કે ન હતા કોઇ પાઠશાળાના અધ્યાપક. શાળામાં હું સરકારી અને રાષ્ટ્રીય એ બન્ને અર્થ સાથેજ લઇ લઉં છું એ વાંચકે સારી પેઠે સમજી લેવાનું છે.

મારા ગુરૂજી અઠંગ વિદ્વાન હતા એ કહેવું એ એમની ગુણની સાદામાં સાદી પીછાન. એમનાં ડહાપણનું ગાંભીર્ય એ ઉકિત એટલે થરમામિટરમાં ૯૮.૬ ડીગ્રી ઉપર પારો.

આજકાલના શિક્ષકોની પેઠે તે વેઠ કરતા ન હતા. એમની અતુલ્ય શકિતપ્રદ શિક્ષણપદ્ધતિ તેના નમુનારૂપ હું અને હું એટલે દ્વિતીય કલેવરમાં મારા ગુરૂના ગુણારસનો સંચય.

ઉન્હાળામાં હું બોરીવલીમાંજ રહેતો. તે વખતે એકાદ માસ સુધી ગુરૂજી મારા મહેમાન બનતા. એકમેકના સહવાસનો એ માસ, અમાસ બન્નેની વિદ્વદગોષ્ઠિ, 'જ્ઞાનવિનિમય'નો બની રહેતો. સવારથી સાંજ સુધી ગુરૂજી તો વૃક્ષઘટામાં એકાદ આરામખુરશી નાંખી, બાજુમાં ટીપાઇ ઉપર છ સાત પુસ્તકો લઇ, વાંચવા બેસી જતા, અને તમે જ્યારે જુઓ ત્યારે વાંચવામાંજ ગુલતાન હોય અને હું

જ્યારે કહું કે તે ઘડીકમાં ઉંચા હાથ કરતા, ઘડીકમાં આંખ મીંચી માથું નમાવતા ત્યારે તમે સ્હેજે સમજી શકશો કે તે સંસ્કૃતજ વાંચતા અને ગુરૂજી જેવા અગાધ જ્ઞાનના ભંડારે વાંચનમાં 'બબૂરાખ્યાન,' 'પાખંડજ્ઞાનપ્રચારાબ્ધિ,' 'તીડતીડાયમાનોપનિષદ,' 'પ્રાગલ્ભ્યસ્મૃતિ,' 'ડંભાંધુલાબોદ્દગતિ કાવ્ય,' સિવાય બીજા કયાં વધારે સારાં પુસ્તકો પસંદ કરવાં ?

ગુરૂજી કહેતા કે આવાં પુસ્તકો પસંદ કરવામાં એક રહસ્ય સમાયેલું છે. કાલિદાસનું 'શાકુન્તલ' ભવભૂતિનું 'ઉત્તરરામચરિત' ત્યાંથી માંડીને હાલના આચાર્યો, વિદ્વાનોના ક્ષુલ્લક લખાણો, નાટકો, વાંચી ગુરૂજીને ઉંઘ ઉંડું નિદ્રા આવી જવાનો ભય હતો. પણ ઉપરનાં પાઠય અને તત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચતાં કદી ઉંઘ આવી જવાનો ભય ન રહેતો. ગુરૂજી પોતે સન્મુખ માંકડ સાથે કાલિદાસનું શાકુન્તલ વાંચતાં વાંચતાં એક વખતે બપોરે ઊંઘી ગયલા હતા પણ ઉપનિષદ્દનાં થોથાં વાંચતા વાંચતાં તો અકેકક સૂત્ર ઉપર આંખ મીંચી નિરાંતે ઉપનિષદ્દના વિકટ પ્રશ્નોનો ઉકેલ કરતા તે વખતે દેખીતી રીતે એમને ઊંઘી જવાનો ભય ન હતો એમ મેં અનેક વખત નજરે જોયું છે.

ગુરૂજી કહેતા કે મનુષ્યની કેળવણી શાળા છોડયા પછી પૂરી થઇ નથી રહેતી. મગજ તો તેનો ખોરાક નિયમિત આમરણાંત માગ્યાજ કરે છે. હું તેના પગ પાસે બેસી આ બધુંય સાંભળ્યા કરતો અને બદ્ધઅંજલી ગુરૂજીને વિનવતો,—"ગુરૂજી ! તીડતીડાયમાનોપનિષદ્દ સંભળાવો તો !"

આ વખતે ગુરૂજી મધુર કંઠે સૂર છોડતા અને તેમાં તલ્લીન થઇ હું ઊંઘમાં પડી જતો. હું ઊંઘમાં પડી જતો તેજ સમયમાં

અસ્મોએક કલાક ગુરુજી એકાદ સૂત્ર ઉપર આંખો મીચી નિરાંતે વિચાર કરી લેતા. હું ઊઠી પડતો ત્યારે મીઠું હાસ્ય કરી ગુરુજી પૂછતા, "બેટા, સૂત્ર ઉપર બહુ વિચાર કર્યો?" ત્યારે હું મલકાઇ જવાબ આપતો કે "સૂત્રનું પૃથક્કરણ તો આપેજ કરવું રહ્યું."

અમે બન્ને મોડું મોડું પોઠ પાછા અભ્યાસે વળગતા. એક વખત કેશવ ત્રિવેદીએ ભારી માર્યું: "ગુરુજી! આજે તો ડંભાંવુ લાભોહ્રગતિ કાવ્યનો તરજુમો શિખવાડો!" અને પછી જો ગુરુજી લલકારી કાવ્ય ગાતા કે ન પૂછો વાત! અને ગાઇ રહી તેનું વિવેચન કરતા:

"બેટા! જો! તું વિદિતવેદિતવ્ય છો, સર્વ શાસ્ત્રથી અભીન છો! તને તરજુમા શા, ને અર્થ શા? તું તો ચરાચર વસ્તુથી અગમ્ય છો! બાકી તને જે ડંભાવુલાભોહ્રગતિ કાવ્યના તરજુમાની અભિલાષા છે તે અસ્થાને નથી. તરજુમો કરવાથી મૂળ કાવ્યોની ખૂબી અરધી નષ્ટ થઇ જાય છે. માટે તરજુમો નજ કરવો એજ શ્રેયસ્કર છે. તરજુમો કરનાર પોતે ભાગ્યેજ અરધી ખૂબી સમજી શકે તો તરજુમામાં મૂળ કાવ્યની ખૂબી કયાંથી પૂર્ણ રીતે લાવી શકે?" અને જ્યારે આ બોધ પૂરો થતો ત્યારે હું ગુરુનાં જ્ઞાનગાંભીર્ય, વિવરણ અને શાસ્ત્રાર્થના પ્રકટીકરણ ઉપર મુગ્ધ થઇ આફ્રીન! આફ્રીન! પૂકારી ઊઠતો!!!

મારી મધુરીને એક વખત બર્ણુવાખ્યાન સાંભળવાની ઇચ્છા થઇ. ગુરુજી વાંચી સંભળાવશે કે નહિં તે પૂછી તેણે એક દિવસ નક્કી કર્યો. તે દિવસે હજી ખુરશી ઉપર બરોબર ગોઠવાઇ નહિં હોય

ત્યાં ગુરૂજી વાંકા નમી બર્ગુરાખ્યાન ઉપાડી ઉંચે સાદે ગાવા લાગ્યા. ગાવા લાગ્યા એમ કહું છું ત્યારે તેમાં જરા પણ અતિસયોકિત નથી. તે અલબત્ત ગાતા હતા. પુરાણુમાં પુરાણુ વાજીંત્રો વીણા. સિતાર આદિથી માંડીને આજનાં સંશોધાયલાં હારમોનીયમ, પીયાનો વિગેરે સર્વ પ્રકારનાં વાજીંત્રોમાં સૂર બંધ ન બેસી શકે એ સપ્તક-માં ગાવું એ કંઇ જેવા તેવા ગાયકનું કામ નથી એ સહુ કોઇ સમજી શકે તેવું છે એટલે હું જ્યારે કહું છું કે ગુરૂજી ગાતા ત્યારે સહુએ સમજી લેવાનું છે કે તેઓએ ગન્ધર્વ અથવા કિન્નરોનું મધુરગાન છોડયું હતું. આ ગાયન ચાલતું હતું તેટલામાં મધુરીએ તીડતીડાયમાનોપનિષદ્ આખું વાંચી કાઢયું હતું અને મેં પ્રાગલ્ભ્યસ્મૃતિનો રચનાર કોણ હતો તે શોધવાનો મિથ્યા પ્રયાસ કર્યો હતો.

એક વખતે ગુરૂજીએ મારે માટે એક ઉત્તમ સંસ્કૃત ગ્રંથ અભ્યાસ માટે શોધી કાઢયો. આ પુસ્તકનું નામજ ગોખતાં મને ત્રણ માસ લાગે તેમ હતું અને ગુરૂજીને તો આટલી ઉંમરે પણ તે નામ યાદ રહી નહોતું શકયું. એટલે એ પુસ્તકનો અભ્યાસ આદરવો એ કંઇ જેવા તેવા પુરૂષનું કામ ન હતું. એ પુસ્તક જ્યારે મારા અભ્યાસ માટે શરૂ કરવાનું હતું ત્યારેજ તે દીવસે પ્રથમ વાર ગુરૂજીએ એ નામ વાંચ્યું–"**यो [illegible]त्वचाची लम्बोदराख्यान स वाक्योविविवेकसागर सुलक्षण काव्य प्रसाद माधुर्योपजनित प्रागल्भ्य संस्तृति विशेषण प्रमाणीभूत पुराणम्।**" એ પુસ્તક બજારમાંથી મેળવી લાવવા કહ્યું. પુરાણમાં રસ નહિં લેનારી પ્રજાનાં નશીબમાં આ પુસ્તકનું પ્રકટન કયાંથી સંભવે? એ પુસ્તકની ભાળ નજ લીધી એટલે ન છુટકે એ પુસ્તકનો અભ્યાસ તે મેળવી શકાય ત્યાં સુધી મુલતવી રાખ્યો અને સંસ્કૃત

પુસ્તકોના પ્રકાશકો, છાપાખાનાઓ, કન્ટ્રાકટરો, કમીશન એજન્ટો વિગેરેની નોંધપોથીમાં તાકીદે બહાર પાડવાનો શેરો લેવડાવ્યો.

ગુરુજીનાં પસંદ કરેલાં આવાં અનેક પુસ્તકો બજારમાં મળ્યાં નહિં તેથી મારૂં પસંદ કરેલું પુસ્તક ગુરુજી શીખવે એ વિચાર એમને જણાવ્યો. એ વિચાર એમને એટલો તો પસંદ પડયો કે તેમણે લાંબો વિચાર કર્યા વગરજ અમલમાં મુકવાની હા પાડી. હું ધારૂં છું આ બાબતનો વિચાર તેમણે પહેલેથીજ કરી રાખ્યો હશે. આખરે મેં 'પાખંડ જ્ઞાન પ્રચારાબ્ધિ' પુસ્તક પસંદ કર્યું. આ પુસ્તક એનાં નામ ઉપરથીજ દર્શાવી આપે છે કે પાખંડનું જ્ઞાન એટલે પ્રાચીન સમયના મનનીય વાદક અને આણીશુદ્ધ ગુણનો પ્રચાર કરવા માટે આ પુસ્તક વિધાતાએ નિર્મિત કર્યું હતું પણ આ અર્થ વિષે પહેલેથીજ ગુરુજી સાથે મારો મતભેદ પડવાથી અમે અંદરનાં વાંચન ઉપર વધુ ઊંડા વિચારમાં ન પડતાં એક વખત અમસ્તુંજ વાંચી કાઢયું.

આજે અમારા ગુરુજીના સહવાસનો છેલ્લો દિવસ હતો. છેલ્લો દીવસ હતો તે મને અગાઉથી ખબર ન હતી પણ ગુરુજી બીજે દીવસે વિદાય થયા હોવાથી હું તેની સાથેના સહવાસનો છેલ્લો દીવસ ગણું છું. બીજાઓ કદાચ તેને છેલ્લાથી પણ પછીનો ગણશે. પણ મારૂં ગણિત શાસ્ત્ર એટલા પૂરતુંજ બીજા કરતાં જૂદું છે.

તે અંતિમ દીવસની અંધારી રાત્રે મેં લગભગ બાર વાગે ગુરુજીને સ્પષ્ટ અને વિસ્તૃતપણે સ્વામી વિવેકાનંદનું રાજયોગ ઉપરનું લખાણ સમજાવવા વિનવ્યા. સ્વામી વિવેકાનંદે તો જો કે વિસ્તૃતપણેજ સમજાવ્યું છે અને વિસ્તારમય વ્યાખ્યાન મેં મારી પોતાની

મેળે ત્રણેક ભાષામાં વાંચ્યું હતું પણ ગુરૂજીની શૈલી, વિસ્તારમય વિવેચન અને સંગીતના રસાસ્વાદનનો શોખ હોવાથી મારી આ પસંદગી માટે તેણે ધન્યવાદ આપ્યો અને સવારમાં ઊઠતાં વેંત મારી ઇચ્છા પરિપૂર્ણ કરવાનું મને વચન આપ્યું.

સવાર તો માંડ માંડ પડી—એક વર્ષ વીત્યું હોય તેમ રાત વીતી. સવારમાં હર્ષભેર ગુરૂજીના ઓરડા ભણી ગયો. નિરક્ષર પાનાવાળી ચોપડી સમો, ખલાસ થયેલા ઘઉંની કોઠીઓ, શોષવાઈ ગયેલા પાંદડાના થડના ઠુંઠા જેવા મારા બંગલાનો ઓરડો શૂન્યવત્ શોભતો હતો અને હું બોલી ઉઠયો, "અરે! રાજયોગ સમજાવ્યા વગર કેમ ગુરૂજી છ પાંચ માપી ગયા"



# પ્રમોશન.

એકવાત મારાથી બીલકુલ અજાણી નહોતી અને બીજી બાજુ જગતની પ્રત્યેક વ્યકિતથી અજાણી હતી-અને તે મારી "લાયકાત" પ્રત્યેક મનુષ્યને કૈં ને કૈં લાયકાત હોય છેજ; અને તે લાયકાતનો બદલો યથાયોગ્ય તે અવશ્ય મેળવે છેજ. પણ અફસોસની કહાણી એટલીજ છે કે મારી લાયકાતનો કોઇ પણ પ્રકારે મને બદલો મળ્યોજ ન હતો. એથી ઉલટું તે લાયકાત ધરાવવા માટે મારે જે વિટમ્બણા સહવી પડી હતી તેજ આલેખવાનો અત્રે ઉદ્દેશ છે.

દાખલા તરીકે સાડાસાત માસના પુખ્ત વિચાર પછી અમારી કમ્પનીના ડાયરેકટરની બોર્ડના પ્રમુખ સાહેબે જ્યારે અમારા સ્ટાફના પ્રમોશનના લીસ્ટ ઊપર મત્તું મારી પોતાના નીચલા ડાયરેકટર પાસે રવાના કર્યું, અને તે ડાયરેકટરે પહેલાં ટ ટીયા આરામ ખુરશી ઉપર મૂકી, કચવાતે મને વાંચ્યું અને જોયું કે પોતાની ઇચ્છા વિરૂદ્ધ પ્રમુખે આ પગલું લીધું હતું ત્યારે તે ડાયરેકટરને સત્યાગ્રહના સિદ્ધાંત મુજબ ગુપચૂપ બહાર પાડવા સિવાય, બીજો રસ્તો મળ્યોજ નહીં. અને અમારા પ્રમોશનનું લીસ્ટ બહાર પડયું. ઓફીસના સીપાઇને અગાઉથી ચાર આના પરખાવી રાખ્યા હોવાથી લાગલુંજ તે મારા હાથમાં પ્રથમજ આવ્યું. આનંદ, કુતૂહળ અને વિસ્મયતા વચ્ચે મેં જોયું કે તેમાં મારૂં નામ હતુંજ નહીં.

હવે તમે એમ ન ધારશો કે તેમાં નામ નહતું તેથી મને પ્રમોશન મળવાનું ન હતું. મને પ્રમોશન મળવું જોઇએ તેટલી મારામાં

લાયકાત છે. એમ ઑફીસમાં ગઈ કાલે નીમેલા સીપાઇથી માંડીને ઓગણીસ વર્ષના જૂના કલાર્કો સૌ મને કહેતા, પણ લીસ્ટમાં મારૂં નામ કેમ નાહં એ વિચાર એકાદ નાની શી પંદરેક કલાર્કની મીટીંગમાં કરતાં એમ માનવું થયેલું કે ઘણી ઘણીવાર મ્હોટા મ્હોટા ઓફીસરોનાં નામ કલાર્કોના લીસ્ટમાં હોતાંજ નથી. મારે મને ઑફીસર માનવાનો છે તેનું ભાન મને ત્યારે થયું. પણ ઑફીસરોને કેટલું પ્રમોશન મળ્યું છે તે તેઓને ખાનગીમાં કહી દેવામાં આવતું પણ મને હજુ સુધી કહેવામાં આવ્યું નથી. અને આ ઉપરથીજ મને શંકા એ ઉપસ્થિત થાય છે કે 'હેં ભલા! હું ઓફીસર ખરો કે નહિં ત્યારે ચાર આના આપેલો સીપાઇ તુરત બોલી ઉઠ્યો. "હારે જાબ તમે ઓફીસર નઇ તો બીજું કોણ?"

પ્રમોશન બધા કલાર્કોને મળ્યું હતું કે નહિં એ પ્રશ્નજ નિરર્થક નીવડશે, કારણ અલબત્ત બધાનેજ મળ્યું હતું. અમારા જેવડી ઓફીસમાં, કમાતી ધમાતી ધરખમ પેઢીમાં, કોઇ રહી જાય એમ બોલનાર જરૂર કાયદાની બારીમાં સપડાઇ જાય. નાનામાં નાના કલાર્ક—ખરે સીપાઇથી માંડીને-વડામાં વડા ઓફીસરોએ પ્રમોશન લીધું-જરાપણ કચવાયા, લજવાયા વગર લીધું-લઇને ખીસામાં મૂક્યું-સ્વીકારી પોતાનું કર્યું. કોઇએ ના પાડવાની હિંમત કરીજ નહિં. અરે! પ્રમોશન તો ખૂદ અમારી કંપનીના એજન્ટે, ભાગીયાએ, મેનેજીંગ ડાયરેકટરે, અને ઉપરાંત બોર્ડના દરેક ડાયરેકટરે લીધું. કોઇને પણ અન્યાય કરે એવી અમારી ઓફીસ નથી એમ કહો તો કબૂલ કરૂં.

પણ અત્રે હું તમોને એટલું કહી દઉં કે પ્રમોશન લીધા પછી લેનાર જેટલા ખુશ નહિં થયા હોય તેટલો હું ખુશી થયો હતો.

મને પ્રમોશન કેમ નહિં મળ્યું હોવ, શા માટે મને એકલા-નેજ નાલાયક ગણ્યો હશે એ સંબંધે સહેજ મારા ઓફીસના ટેબલ ઉપર મારા ભવિષ્ય ઉપર વિચાર કરતો બેઠો હતો. આપઘાત અલબત્ત નિરર્થક હતો કારણ કે આપઘાત કરી મરી ગયા પછી કદાચ ઓફીસના ઉપરીને પ્રમોશન આપવાનું મન થઇ આવે તો મને ક્યાંથી આપી શકે ? આ વિચારથી ઘેરાએલો હું બેઠો હતો ત્યાં અમારી ઓફીસનો બીજા ખાતાનો એક કલાર્ક મારી પાસે આવ્યો અને મારે ખભે હાથ મૂકી મને વિચારમાંથી જગાડ્યો. આ એણે ખોટું કર્યું. કારણકે ખરૂં પૂછો તો આ વખતે મારા ટેબલ ઉપર આવેલા ઓર્ડરની નોંધપોથી હું તપાસી રહ્યો હતો. હું ઘણો ખરો વખત તે મારા સામે ટેબલ ઉપર ખુલ્લીજ રહેવા દેતો. આમ કરવામાં મારે કોઇ ઉપરી અધિકારીને છેતરી, હું બહુ કામમાં છું એમ બતાવવાનો બીલકુલ ઉદ્દેશ ન હતો. કારણ હું એટલું ચોકકસ માનતો કે આવતા ઓર્ડરો ઉપર અને માલની ખપત ઉપર અમારી કમ્પનીનો આધાર છે. અને તેથીજ હું દરેક ઓર્ડરને કંઠસ્થ રાખતો અને તેની સાથેજ આખા દિવસનું કામ પાડતો અને મારા હાથ નીચેના કલાર્કોને પા કલાકમાં સત્તર વખત પૂછતો—'કાં ભાઇ કંઇ ઓર્ડર ?"

આવે કામને વખતે આપણને કોઇ "ડીસ્ટર્બ" કરે તો ખરેખર તપી જવાયજ અને જે કલાર્કે મને વિચારમાળામાંથી જગાડયો એના ઉપર હું બહુજ તપી જઇ બોલ્યો, "વેલ કમ, મીસ્ટર!"

"હું રાજીનામું આપવા માગું છું," તે કલાર્ક બોલ્યો.

"કેમ ! રાજીનામું ! કંઇ થઇ શું નવાજૂની !" હું સવિતર્ક બોલ્યો.

"અરે જવાદેને યાર! બીજું શું મને પાંત્રીસજ રૂપીઆ પ્રમોશન મળ્યું" હું સાચુંજ કહીશ કે આ બોલવાનો ભાવાર્થ હું સમજી શકયોજ નહિં. પ્રમોશનનું મળવું અને રાજીનામું આપવું એ કાકતાલીય ન્યાય કેવી રીતે ઉપસ્થિત થવા પામ્યો તે હું ન કળી શકયો. બીજું રાજીનામાની ધમકીમાં હું માનતોજ નથી. આમ હોત તો હું કંઇ ઉઘાડી ચોપડી ટેબલ ઉપર રાખી દિવસભર ઊંઘતો નજ બેસી રહેત—બીલકુલ નહિં. હું એ રાજીનામાની ધમકી આપી પ્રમોશન કઢાવત. "પણ મીસ્ટર પ્રમોશન મળ્યું છતાં રાજીનામું શા માટે આપો છો?"

"અરે શું જવાદેને વાત! મને પાંત્રીસ રૂપીઆ. પેલા આળસુ મીનુચહેરને પચ્ચાસ અને આખો દસરડો કરાવી મને પાંત્રીસજ! શું લાયકાત જેવી વાત છે અહીંઆ? આ ઓફીસમાં રહે પણ કોણ? એ તો મેનેજર મારે પગે ન પડયો હોત તો હું કયારનોયે બીજે જામી ગયો હત. પણ ખરે બીજે નોકરી મળે કે તુરત હું ચાલ્યો જવા માગું છું."

હું ત્યારે સમજ્યો કે બીજી નોકરી મળશે ત્યારે તુરત આ મીસ્ટર રાજીનામું આપશે. "બીજી નોકરી મળશે ત્યારે તુરત" આમ બોલવામાં એમણે હાલના બેકારીના વખતનો પૂરો વિચાર કર્યો હતો એમ મને ખાત્રી છે. બાકી પાંચ વર્ષ પહેલાં પણ અમને સૌને પ્રમોશન મળ્યું હતું અને તેમને નહોતું મળ્યું ત્યારે પણ રાજીનામું આપી ચાલી જવા માટે એમણે પોતાની અંતિમ ઇચ્છા બતાવી હતી. અને રાજીનામું આપવું એ પણ બીજી નોકરી મળ્યા પછી એ સૌ સમજી ગયા હશો.

આટલો વિચાર કરી હું પાછો ઑર્ડરની નોંધપોથી તરફ ધ્યાન દેવા જાઉં છું ત્યાં વળી બીજાએ આવી ધોંધાટ કર્યો, "આજે તો બહુ બની! હું આશા રાખતો હતો દસની અને બઢ્યા પામ્યા પચીસ. નસીબનાંએ નખરાં છે ને?" આટલું બોલી મારી બાજુની ખુરશીમાં જામ્યો.

હવે આ એણે ખોટું કર્યું. કારણ કે આવી રીતે બીજા ક્લાર્કોને પોતાની ઑફીસમાં અમસ્તા બેસવા દેવું તે મેનેજરનો કોપ વહોરવા જેવું થાય. કારણ કે કામઠી ઑફીસમાં બે કલાર્કો ઑફીસના કામ પ્રસંગે જરા પાસે બેસે તો મેનેજર તરતજ આવી પૂછતા "કેમ? કામ નથી કે શું?" અને જ્યારે તેને સમજાવવામાં આવતું કે ઑફીસનુંજ કામ ચાલે છે ત્યારે પણ માન્યા વગર કયો ચોપડો, કયું કામ, કેટલા વખત માટે સાથે બેસવું પડશે એ નિર્ણય કરી પછીજ ખસતા.

હવે આવી ઑફીસમાં બીજો કલાર્ક આપણી પાસેની ખાલી ખુરશી ઉપર આવીને જામે તે ઇચ્છવા યોગ્ય નથી. પણ તે ભાઇ બેઠા ત્યારે તે કામ પ્રસંગેજ મારી પાસે બેઠા છે એ બતાવવા તેની પાસે પણ બીલ બુક ખુલ્લી મૂકી અને પછી અમે વાતે લાગ્યા. તેને મેં ચેતવી રાખ્યો હતો કે મેનેજર આવતા દેખાય કે આપણે ઑફીસનું કામ કરીએ છીએ એમ બતાવવું.

"હં! શું તમે કહેતા હતા? તમને પચ્ચીસ રૂપીઆ પ્રમોશન મળ્યું એમ ને?"

"હાસ્તો! બીજું શું?"

"તમને મળ્યા એ વાસ્તવિકજ છે. તમને ધારતા કરતાં અઢીગણું પ્રમોશન મળ્યું તેનું કારણ મારા ધારવા મુજબ તો એટલુંજ છે કે આપણી ઑફીસમાં લાયકાત વગેરે તપાસીનેજ પછી પ્રમોશન નક્કી

થાય છે. તે મુજબ તમારા ડીસ્પેચના કામ ઉપર આપણા મેનેજર ......" ત્યાંતો અમારા મેનેજર અમારા ટેબલ પાસેથી પસાર થયા ...... "અને ૨૫૦૦૩૭૧૯૦૩ નંબરના ઓર્ડરનું ઇનવાઇસ બન્યું છે કે નહિ, માલ તો પહોંચતો થઈ ગયો છે. નહિ તો પછી......" મેનેજર ત્યાંથી વટાવી ગયા પછી—

"...જાવા દેને યાર! તને શું વાંધો છે આપણે હા એ હા કરી મેનેજરની પાછળ ભમ્યા કરીએ અને મરકાપલીસ ચાલુ રાખીએ તો અઢીગણું તો શું પણ પચ્ચીસગણું પ્રમોશન મળે."

ઉપર ટાંકેલા બે દાખલા ઉપરથી એમ નથી સમજવાનું કે આ એજ વ્યકિતઓએ પોતાના હૃદયના ઉદ્‌ગારો મારી પાસે આવીને કાઢયા હતા. ઓફીસના દરેક કલાર્કે મને પૂછેલું. "તમે કાલે આવવાના છો?" હું ખરૂંજ કહીશ કે આવો પ્રશ્ન આખી ઓફીસના મ્હોંમાં શા માટે હતો તે મને બીલકુલ સમજાયું નહિં, "તમે કાલે આવવાના છો?" એટલે શું? બધા કલાર્કો હડતાળ પાડવાના છે કે શું? મેં પૂછયું પણ મને કોઇએ જવાબ આપ્યોજ નહિં. પાછળથી મને ખબર પડેલી કે બીજે દિવસે ચાર દિવસની દીવાળીની રજા હતી પણ ઓફીસમાં કામના બોજાને લઇને નિયમસર ઓફીસમાં આવી જવાની નોટીસ ફરી ચૂકી હતી તે માટે આ સવાલો હવામાં ચાલી રહ્યા હતા.

તે દિવસે ઉશ્કેરાઇને સર્વે જણ અન્યાય સામે પોકાર કરવા સૌ સૌના ટેબલ ઉપર રાજીનામાં લખવા બેસી ગયા. લખ્યા પછી લેખનશૈલી સૌ સૌની સાથે મેળવી ત્યારે માલુમ પડયું કે મારા સિવાય બધા કલાર્કોએ દીવાળી અને બેસતા વર્ષના અભિનંદનના પત્રો ઓફીસના સર્વ ઓફીસરો ઉપર લખી કાઢેલા અને મેં અભાગીઆએ ખરેખરજ રાજીનામું ઘસડી કાઢેલું.

——(૦)——

# મંગળ માણેરો અને સર્યૂ સોનારણ.

(બહુ જૂના સમયની શોક-રસથી ભરપૂર કથા.)

કાઠીઆવાડી કંઠસ્થ સાહિત્ય હાલના જનસમાજમાં બહુ પ્રિય વિષય થઇ પડયો છે. જૂદા જૂદા અધિપતિઓ આ સંબંધી લેખો પ્રાપ્ત કરવા ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે. આવે સમયે અમને એક જૂના હસ્તલિખિત ગ્રંથની પ્રાપ્તિ અનાયાસે થઇ છે, તેમાં આજ સુધી પ્રકટ નહિ થયેલ વીર, શૃંગાર, શોક વગેરે રસોથી ઉભરાતી, છલકાતી અનેક કથાઓ છે. પણ જેમ આવી કથાઓને સંબંધે સ્વાભાવિક છે, તેમ આ કથાઓમાં પણ કોઇ સંપૂર્ણ સ્થિતિમાં નથી. બધી ત્રૂટક ત્રૂટક છે. દુહાઓ પણ વચમાં વચમાં અધૂરા જણાય છે. છતાં એમાંથી થોડીક કાંઇક પૂર્ણતાના અંશવાળી જણાય છે. જો કાર્યવ્યવસાયી અધિપતિઓ એમને પોતાના અમૂલ્ય માસિકો યોગ્ય ગણશે, કોંપોઝિટરો પોતાને હાથે એને પ્રસિદ્ધ કરવામાં ન્હાનમ નહિં જૂએ, અને ટપાલખાતાના અમલદારો વચમાંથી એ માસિકો આ અમૂલી કથાઓ વાંચવા પ્રેરિત થઇને "તફડમચી ખાતે ઉધાર" નહીં કરી જાય, અને પરિણામે જનસમાજના હાથમાં જતાં તેમને રૂચિકર થશે, તો ભવિષ્યમાં એ કથાઓ વાંચનારના કરકમલમાં અર્પણ કરવાના પ્રયાસ આદરવામાં આવશે.

આ કીમતી ગ્રંથની પ્રાપ્તિ કેવી રીતે થઈ એ કથા ચમત્કારવાળી છે.

ચર્ચગેટના સમુદ્રના તરંગ જોતાં અમે સ્નેહભરી આંખે સૂર્યાસ્ત પણ નિરખી રહ્યા હતા, ત્યાં 'ગરમ મસાલેદાર ચીવડા'' નું સુમધુર સંગીત અમારા કર્ણને અથડાયું. અમે રસિક છીએ એટલે સંગીતથી પ્રેરાઇ અમે અર્ધા આનાનો ચીવડો લીધો. આ ચીવડો જેમાં બાંધવામાં આવેલ તે કાગળના જીર્ણ કકડામાં અમે આ દુહાઓમાંથી કેટલાક જોયા! આથી ઉત્સુક હૃદયે અને પૂર્ણ ભકિતભાવથી દર સાંઝે અર્ધા અર્ધા આનાનો વ્યય કરીને આશરે બે માસ નિયમિત અમે એ અણમોલા કાગળોનો સંગ્રહ કર્યો. પરિણામ ઉપર જણાવેલ છે. અસ્તુ.

આવી કથાનો સમય નકકી કરવો એ મુશ્કેલ કાર્ય છે, છતાં આ કથાનો સમય આશરે કળી શકાય તેમ છે. કથામાં વપરાયેલ અમુક શબ્દો એ સમય નકકી કરવામાં આપણને ઘણી સહાય આપે છે. ઉદાહરણાર્થે પહેલા દુહામાં વાપરવામાં આવેલ શબ્દ ''ચાટલાં'' નો અર્થ તે સમયમાં બહુ પ્રચલિત એવાં આંખના ચશ્મા–તે પણ કચકડાની ફ્રેમવાળાં મોટાં કદનાં–એમ થઇ શકે છે. સાતમા દુહામાં ''બારવટ આદરૂ'' અને ''મેડાં વાલકેસર'' એ બે વાકયો બહુ અર્થસૂચક છે. જે સમયની આ કથા છે તે સમયમાં દ્રવ્યપ્રાપ્તિ અર્થે લુચ્ચાઈ કરવી પડે એવી માન્યતા હતી, અને તેજ પ્રમાણે લોકો કરતાયે ખરા, અને ''બારવટ'' શબ્દ બારિસ્ટરના અપભ્રંશ તરીકે હોય. આ ધંધામાં ધન એકઠું કર્યા કેડે દ્રવ્યવાન લોકો ''વાલકેસર'' એટલે કે તે કાળમાં " વાલકેશ્વર " નામે એક સ્થાન પ્રસિદ્ધ હતું, ત્યાં મોટી મોટી મહેલાતો બંધાવીને રહેતા હતા. આઠમા દુહામાં ''પૈડાળાં ઘોડાં'' છે એ આપણને બહુ મદદકર્તાં થઇ પડે છે. આ

શબ્દનો અર્થ તે જમાનામાં વપરાતી "મોટરકાર" નામનું એક વાહન એવો લઈએ તો આખા દુહાનો ભાવાર્થ સ્પષ્ટ સમજી શકાય છે. આ મોટરકારો ધનાઢ્ય મનુષ્યોના અસબાબમાં તે વખતમાં એક આવશ્યક અંગ ગણાતું હતું. આ પ્રમાણે નવમા દુહામાં વાપરવામાં આવેલ શબ્દો "ચરલી મૂછ," "પગરખ વાકરના," "પોલાં," "કાંઠડલા" એ પણ તે વખતમાં વપરાતાં વસ્ત્રાભૂષણો હતાં, એમ આપણે ઇતિહાસ દ્વારા જાણી શકાએ છીએ.

ઉપર જણાવેલ દૃષ્ટાન્તોથી આપણે ચોકકસ અનુમાન કરી શકાએ કે આ કથા બહુ પ્રાચીન સમયની છે. અને તેનો કાળ ઇસ્વી સનની વીસમી સદી અને તે પણ ૧૯૨૦ થી ૧૯૨૨ ની સાલજ હોઇ શકે, છતાં કોઇ વિદ્વાન આ કથા બીજા [illegible] છે એમ સિદ્ધ કરશે તો અમે સહજે તેમની દલીલ નિષ્પક્ષપાતપણે તપાસીશું.

* * *

મંગળ માણેરો અને સવૂ સોનારણ ઊંચી જ્ઞાતિના યુવક અને યુવતી હતાં. મંગળ માણેરાના માતપિતા પૈસેટકે સુખી હશે એમ લાગે છે. સોનારણનું કુટુંબ તેમનાથી ઉતરતું નહિં હોય.

કામણગારો સંધ, કોટે કાળા ધાબળા,
કડીઆળી લૈ હથ્થ, આંખ્યે રૂડાં ચાટલાં. ૧
ઓણુકી આ સાલ, ભણતર ઝાઝાં બે ભણ્યા,
મંગળ માણેરાય, બે ત્રણ માગાં આવીયાં. ૨

આ બે દુહામાં માણેરાનું વર્ણન કવિએ તાદૃશ્ય કર્યું છે. મંગળ શરીરે કામણગારો અને ઉજળા વર્ણનો, કાળી કાશ્મીરના કોટ પાટલૂન પહેરતો, હાથમાં કડીયાળી અર્થાત્ પાતળી નેતરની સોટી

રૂપાની કડીવાળી રાખતો, અને આંખે મોટાં કચકડાની ફ્રેમવાળાં ચશ્મા પહેરતો.

મંગળ ઝાઝાં ભણતર આ સાલમાં ભણી રહે છે એટલે કે તે સમયમાં બી. એ. નામની વિદ્યાપીઠની ઉંચી પદવી ગણાતી તે લે છે, એટલે જ્ઞાતિમાંથી કન્યાઓનાં માગાં આવવા માંડે છે.

સર્યૂ એમાં એક; ગગન ઘોડલે ચાંદલો,
માગાં પાછાં ઠેલતાં કાળી નાગણ પરવર્યો. ૩

માણેરો પોતાની વિદ્યા તેમજ ધનસંપત્તિમાં ગર્વિષ્ટ બનેલો હોઇ માગાં પાછાં ઠેલતો જાય છે. તેમાં સર્યૂ નામની રૂપવતી પણ રંગે શ્યામ વર્ણી કન્યાનું માગું પણ પાછું ઠેલાય છે. કાળી નાગણ જેવીને પાછી કાઢી એવા વિચારથી માણેરો બીજા માગાંઓની રાહ જોતો અટારીએ ઉભો રહે છે.

માણેરાની વાટ સર્યૂ ઝબકી વીજળી,
શેલે ઓપે હાડ ઈન્દરરાણી મલપતી. ૪

થાવા કાળ તે માણેરો એક દિ પોતાની અટારીમાં ઊભો હતો, તેવે નીચેથી સુન્દરીઓનું એક ટોળું અંદર અંદર મજાક ઠઠ્ઠા કરતું, હાસ્ય વિનોદ કરતું, ચાલ્યું ગયું. તે ટોળામાં સર્યૂ પણ હતી. સર્યૂએ તે વેળા ઘેરાં આકાશના રંગને મળતું, ઝીણું, શરીરનાં અંગેઅંગની સુન્દરતા ઓર દીપાવતું શેલું પહેર્યું હતું, અને એને લઇને ઇન્દ્રાણીની પેઠે શોભતી સર્યૂ વીજળી ઝબકી હોય તેમ ઝબકી અને ચાલી ગઈ. પણ જતાં જતાં માણેરાનાં હૈયાંને ચોરતી ગઇ.

ચોથા અને પછીના પાંચમા દુહાની વચ્ચે બીજા ત્રણચાર દુહાઓ હોવા જોઇએ એમ કથા વાંચતાં આપણને જણાય છે. પણ

તે ઘણી તપાસ કરેલા છતાં મળી શકયા નથી એટલે વચમાંની ત્રૂટીઓ અનુમાનથી સાંધવી પડે છે.

પાડ રાઇના રાત, વાયાં પાણી દોયલાં,
મંગળ કડવાં રૂપ, શેલાં વાલાં લાગીયાં. ૫
રૂપાવરણી દેહ મંગળ! સપુન સાંપડયો,
કાળી માગણ જાત આભડછેટું આવશે. ૬

પોતાનું દિલ ચોરી જનાર પેલી વીજળીને પોતાની કરવા માણેરાએ ઘણું ઘણું કર્યું. પોતાની માને, બહેનને અને ભાભીઉને પણ સયૂને ત્યાં મોકલી, પણ સયૂ એકની બે થઇ નહીં. પોતે માગું મોકલ્યું તે પાછું ઠેલ્યું હતું એ વાત આ હઠીલી જુવાનીને મદે ચડેલી સોનારણ ભૂલી ન હતી. તેણે માગું તેવી રીતે પાછું ઠેલ્યું એટલુંજ નહીં, પણ પોતાના રૂપના કરતાં પણ માણેરાને શેલું વધુ સુન્દર લાગ્યું એ હકીકત કહેનાં મ્હેણાં પણ મારી લીધાં.

તે કહે છે: હે મંગળ માણેરા! રાઇના પાડ તો રાતે વહી ગયા છે, અને વહી ગયેલાં પાણી મળવાં કઠણ છે. તને મારૂં રૂપ કદરૂપું લાગ્યું પણ મારૂં શેલું વાલું લાગ્યું.

મંગળ! તારી માએ તો સપૂતને જન્મ આપ્યો છે, અને તારી કાયા રૂપાના જેવી ઉજળી છે. અમારી માગણની જત (પોતે પહેલાં માગું કરેલ એટલા માટે) કાળી છે, એટલે અમારી સાથે સંબંધ જોડતાં તને આભડછેટ આવશે, અર્થાત્ કે તું નીચો ગણાઇ જશે.

હૈડે રાણી તુંય, તુંથી બારવટ આદરૂં
મેડાં વાલકેસર તું કાજે કબજે કરૂં. ૭
સયૂં તારે કાજ પૈડાળાં ઘોડા લઉં
.. ........................................૮

કેટલોક સમય વીતી જાય છે, અને મંગળની સર્યૂ પ્રત્યેની લગની ઓછી થતી નથી. એક વખતે પુર્ણિમાને દિવસે ચંદ્ર આકાશમાં પોતાનું સ્નેહભર્યું સામ્રાજ્ય સ્થાપી રહ્યો હતો, પ્રેમીઓ પોતાની પ્રેમ ગોષ્ટીઓમાં મસ્ત બની રહ્યા હતા, અને મ્હોટા મ્હોટા માર્ગો પણ મનુષ્યના પગરવ વિના શાંત નિર્જન હતા, તે સમયે જ્ઞાતિ ભોજનમાંથી પાછો ફરતો મંગળ સર્યૂને પોતાની મેડીની બારીએ ઉભેલી જુએ છે.

આવો પ્રસંગ ફરી ફરી નહિં મળે એમ ધારી મંગળ સર્યૂને સંબોધીને કહે છેઃ "હે સર્યૂ ! તું મારા હૈયામાં રાણીરૂપે છે. તું જો મારી થવાને કબુલ કરે તો હું બારવટું કહેતાં એવો ધંધો કરૂં કે જેથી થોડા સમયમાં વાલકેશ્વર ઉપરની મહેલાતો તારે માટે વેચાતી લઇ લઉં, તારે માટે હું મોટરકારો પણ વસાવું........"

(આ પછી દુહાની લીટી મળી શકતી નથી, અને દુહો અપૂર્ણ દશામાં રહે છે. એ પૂરો મળ્યો હોત તો ઓર આનંદ આવત)

સર્યૂ પોતાના પ્રેમમાં મસ્ત બનેલા આ દર્દીના દુહા સાંભળી રહી, પણ એણે ઉત્તર વાળ્યો નહીં, એટલે માણેરો ફરીથી બોલે છેઃ

તું વિણુ ચરલી મૂછ, પગરખ વાકરનાં ભલાં,
પોતાં ઘાલ્યાં બાંય, કાંઠડલા ઓપે નૈ. ૯

સર્યૂ ! તારા વિના ચારલી ચેપલીનના જેવી મૂછ, વ્હાઇટવે લેડલોને ત્યાંથી ખરીદેલો વોક ઓવરનો બૂટ, ખમીસની બાંયમાં ઘાલેલો રેશમી રૂમાલ, અને કોલરો ઓપશે નહિં, માટે માન ! ભલી માન !

શેલે ઓપે ઝાડ, હાડ વગર સેલાં નૈ;
સર્યૂ. કાળા કેર અંધાપામાં વાધીયા. ૧૦

છતાં સર્યૂએ જવાબ નહિં આપ્યો, એટલે પોતે કરેલ ગુન્હાનો એકરાર ખરા દર્દીની પેઠે માણેરો કરે છે, અને પોતાની માની લાધેલી માશૂકની દીનતાથી માફી માંગે છે. તે બોલે છેઃ "શેલાં તો શરીરથીજ સારાં લાગે છે, શરીર વિનાના શેલાં મારે શાં કામનાં? સર્યૂ! હું તે વખતે આંધળો હોઇશ કે મારાથી તારી સુંદરતાને માટે આવો હલકો અભિપ્રાય બાંધી દેવાયો!"

સુણતાં લાજું છેક, મંગળ તારી વાતડી,
વાધાના આ કોડ આજ તૂટે મે નવ છુટે. ૧૧
રીઝયો શેલે કાં મનખો આ માણે નૈં
ભૂંડા! મા કર ધાડ સર્યૂના સપના હવે. ૧૨

સર્યૂ આવી પ્રેમીની આજીજીથી પણ પીગળી નહિ, અને કઠણ હૈયાંથી તેણે રોકડો જવાબ આપી દીધો: "મંગળ! તારી વાતોથી મને શરમ આવે છે. તારો વસ્ત્રો પ્રત્યેનો પ્રેમ એવો છે કે ઉંચેથી આકાશ નીચે પડે છતાં તે ઓછો નહિ થાય. હવે તું ગમે તેવું કાલું કાલું બોલીને મને રીઝવવા માગે છે, પણ તું પહેલાં શેલાં ઉપર કેમ મોહી પડયો? તું હવે આ દેહને મ્હાણી શકવાનો નથી. ભૂંડા! ઉતાવળ કરીને ગમે તે પગલું ભરી બેસતો નહિ કારણ કે સર્યૂના તો હવે તારે સ્વપ્નાં રહેવાનાં!"

પાંજર જાશે વૈ, આવખડાનાં નેહા નૈ,
રાયા! મારે મેખ, મનખા માગ્યા નવ મળે. ૧૩

આ પ્રમાણે ઘેલોતુર પ્રેમી મંગળ હતાશ થઇ વડલાના છાયા હેઠળ વીલે મ્હોંડે બેસે છે, અને પોતાના ભાવી ઉપર વિચાર કરે છે. તે વખતે કવિ તેને ઉદ્દેશીને કહે છે, કે હે રાયા મંગળ! મનુષ્યનું શરીર જતે દહાડે ચાલ્યું જશે, અને આયુષ્યનો કંઈ ભરોસો નહિ, માટે હે! નિરાશાવાદી! તું ઊઠ, મનુષ્ય દેહ માગ્યો મળતો નથી. માટે તારૂં ચિત્ત કંઇ બીજામાં પ્રેર!

* * *

કથા અહીં પૂરી થાય છે. માણેરો પછી કોઇ બીજી કન્યા લાવ્યો કે હિમાલય તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો એ કથામાં સ્પષ્ટ જણાવ્યું નથી, પણ બીજી તપાસ કરતાં એમ જણાય છે કે સર્યૂ સોનારણ અને મંગળ માણેરો બંને જૂદે જૂદે ઘેર પરણ્યાં હતાં, અને લાંબા કાળ પછી બંને વચ્ચે મિત્રભાવ પણ થયો હતો ખરો. બાકી હૈયાંની વાતો તો હરી જાણે!





# કેશવની રેવડી.

"હિંદને જો જગત સમસ્તમાં સ્થાન હોય તો તેના ધર્મને લઇને છે." એ વિષય ઉપર અમારા મિત્ર કેશવ ત્રિવેદીએ લગભગ સોળેક વખત જૂદે જૂદે ઠેકાણે અને જૂદે જૂદે અવસરે ભાષણ આપ્યું હશે. અને તે ધર્મ ધીમે ધીમે કેટલો નષ્ટ થઇ ગયો છે, પશ્ચિમના સુધારાએ હિંદમાં કેટલું ઘર ઘાલ્યું છે, ત્યાંથી માંડીને હિંદની પ્રાચીન સંસ્કૃતિ હજુ સુધી ટકી રહી હોય તો કેશવ ત્રિવેદી જેવા ઘણાક વિરલ નરોની, ધર્મમાં શ્રદ્ધાને લઇને છે અને "**ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે** મૂત્ર અનુસાર અધર્મના નિકંદન અને ધર્મના પરિપાલન માટે સાક્ષાત્ કૃષ્ણ ભગવાનનોજ એ કેમ અવતાર હોય એ એમની ગણત્રીમાં અમે અમારો ફાળો ન આપી શકયા હોવાથી તે હમેશાં અમારા ઉપર ધુંધવાતાજ રહેતા. અને ધર્મમાં અમારી અશ્રદ્ધા એ અમારા નાશનું મૂળ નિવડશે એમાં એમની સંપૂર્ણ ખાત્રી હતી.

મહાત્મા ગાંધીજીની ચળવળ કેશવ ત્રિવેદીને માન્ય છે કારણ તેની પ્રવૃત્તિમાં ધર્મને સ્થાન છે.

**મહાજનો યેન ગતઃ સ પન્થાઃ** આ શબ્દો ઉચ્ચારી ભણેલ પણ વગર ગણેલ ચાર પંડિતો સ્મશાનમાં કેવી રીતે જઇ ચડયા હતા તેના અવિચારીપણાનો દાખલો કેશવ ત્રિવેદીને કંઠસ્થ હતો અને આવી આંધળી રીતે મહાત્મા ગાંધીજીને તે નથી અનુસરતા

એની બઢાશે અમારી પાસે થડે પહોરે મારતા. જો કે તે અરસામાં હું એક ઊંધ ખેંચી કાઢતો, સન્મુખ રહા બનાવી કહાડતો અને મધુરી સાંજે રાંધવાના ચોખા સાફ કરી કાઢતી.

આ પ્રકારની એમની ધાર્મિક વહેમોની માન્યતામાં શ્રદ્ધાને લઇને, એ અનેક વખત હાસ્યજનક સ્થિતિમાં મૂકાઇ ગયા હતા, અને કેટલીક વખત તો એમને પણ કફોડી દશામાં ઘસડી જતા તે વખતે અમારાં નાક પડું પડું થઇ જતાં અને માથાં શરમમાં નીચાં લટકી પડતાં. આ બાબતનો એક દાખલો આપીશ.

એક વખતે અમે ફરવા ચાલ્યા જતા હતા. રસ્તામાં કેટલાક તોફાની છોકરાઓએ એક ઝાડ પર પાણા ફેંકી રહ્યા હતા. કેશવ ત્રિવેદી, અહિંસાના તત્ત્વોથી ઓતપ્રોત, એકદમ આગળ ધસ્યા. બેચાર છોકરાઓને પકડી ચચ્ચાર ધોલ ચોઢી કહાડી, બેને પટકી નાખ્યા ને એકને કાનવતી પકડી, "કયા પ્રાણી ઉપર હલ્લો આદર્યો હતો?" એમ પૂછવા લાગ્યા.

અલબત અમે પણ અહિંસાના સિદ્ધાંતમાં, વારંવાર ભાષણ સાંભળી, ઓતપ્રોત બની ગયા હતા, પણ છોકરાઓને મારવામાં હિંસા છે એ અમારી માન્યતાનો સ્વીકાર કેશવે ન કર્યો.

"અમે ઉંદરને પત્થર મારતા હતા" એક ટીખલી છોકરો જરા આગળ વધી બોલી ઊઠયો.

"ગરીબ બીચારો ઉંદર. તમે ઇજ લાગના! ભર રસ્તામાં ભલે માર ખાધો. ઉંદરને પાણા મારો તે મરી નહિં જાય?"

"તે ઉંદર મરે તેવો નથી" એક બોલ્યો.

"કેમ?"

" કારણ તે ફાટયા તૂટયા કપડાના ગાભાનો બનાવેલો છે." આ સાંભળી કેશવ ચાલતી પકડવા જાય છે ત્યાં માર ખાધેલામાંના બે ત્રણ છોકરાઓ પોતાને ઘેરથી ચાકરને તેડી લાવેલા તેઓએ અમને બની શકે તેટલી ગાળો દીધી, અમને મારવાની ધમકી આપી પણ અમે ક્રોધ ન કર્યો પણ...अक्रोधेन जीने क्रोधम् સૂત્રમાં માનનારા અમે તેને મૌનથી વશ કરી લીધા.

કેશવ ત્રિવેદીને ધર્મમા એટલી બધી શ્રદ્ધા હતી કે શાસ્ત્રની સપ્રમાણ આજ્ઞા ન મળે તો ઘરમાંથી બહાર પગ ન આપે. આથી કરીને જોષીના વચનોમાં, તેઓની ગણત્રીમાં કેશવને બહુજ પ્રેમભાવ હતો. આ પ્રેમભાવ એટલા તો ઉગ્ર સ્વરૂપમાં હતો કે અમારે બી. એ. ની પરીક્ષા આપવા મુંબઇ આવતી વખતે કેશવ ત્રિવેદીએ બોલાવેલા જોષીને અગાઉથી લાંચ આપી, અમારા મુકરર કરેલા દિવસનેજ જોષીની ગણત્રીમાં અનુકુળ જાહેર કરાવવો પડયો હતો, નહિંતર જો કદાચ જોશી મહારાજ ભૂલમાં આડું વેતરી દેત તો કેશવભાઇ પરીક્ષા પણ આપવા ન આવત.

*                *                *

સવારનો પ્હોર હતો. હું ચ્હા પીતો હીંડોળા ખાટે બેઠો હતો અને કઠેરામાંથી રસ્તા ઉપર નજર કરી ઉભેલી મધુરીને પોતાનો ઠંડો પડી જતો ચ્હા પી જવા વિનવી રહ્યો હતો ત્યાં મધુરી અચાનક બોલી :

" એઇ, જૂઓ તો ખરા, અહિં આવો તો, તમે બિચારા કેશવ ત્રિવેદીને વારંવાર બનાવ્યા કરો છો, એ ઠીક નાહિં. અત્યારેજ

બિચારો કેટલા ભક્તિભાવથી ગાયના પુચ્છને ચક્ષુસ્પર્શ કરાવી રહ્યો છે! તમે તેને ન પજવતા હો તો."

હું ઊઠયો, કટાણું મ્હોડું કરી મારી અધૂરી પીવાઈ રહેલી ચ્હા ટેબલ ઉપર મૂકી જોવા ઉઠયો, જઇને જોઉં તો કેશવ ત્રિવેદીની ચોપાસ લોકોની ઠઠ, હસાહસ, ટોળટપ્પા, અને મશ્કરી અને વચ્ચે કેશવ પોતે. અમે નીચે દોડી ગયા, "ત્રિવેદી! આ શું કરે છે?" બધા લોકો મ્હોટેથી હસ્યા, "કેશવ, બોલની! આ શું કરે છે?"

કેશવ આકુળવ્યાકુળ બની બોલી ઊઠયો, "શું કરે બાપનું કપ્પાળ. ગાયના પુછડાને આંખે અડાડવું એમાં વળી ગામ આખું મધેડે કેમ ચડતું હશે?"

બધા બોલી ઊઠયા, "પણ ભાઇરે મારા! આ તે ગાય છે કે બળદ!"

* * *

શનિવારનો રાત્રિનો સમય હતો. અમાવાસ્યાની કાળી રાત્રીમાં તારાઓનો ચમકાર ઝાંખા અજવાળાનું કયાંક ભાન કરાવતો હતો. બીજે દિવસ રવિવાર હોવાથી અમારા મિત્ર સન્મુખ માંકડ અને તેનાં વહુશ્રી મારે ઘેર સાહિત્ય ચર્ચાને અર્થે આવ્યાં હતા અને મોડી રાત સુધી અમે તે ગહન વિષય ઉપર ગપ્પા મારતા બેસી રહ્યા હતા.

સમસ્ત ગુજરાતી સાહિત્યમાં પ્રવીણ મ્હારી પત્ની મધુરી એકાએક બોલી:

"એઇ...જરા આમ જુઓને, "આનાતોલ ફ્રાંસે" ઉપર આ મારો લેખ કેવોક લખાયો છે?"

"તું વળી આનાતોલ ફ્રાંસેની શિષ્યા કયારથી થઈ?" હું બોલી ઉઠયો.

"અમે શિખ્યા કેવાં કે વાત કેવી? અહિં તો અંગ્રેજી મેગેઝીનમાંથી તફડંચી ખાતે ઉધાર છે. બાકી આનાતોલ ફ્રાંસેનો એક લેખ અથવા એનું મૂળ જીવન વૃત્તાંત વાંચ્યું હોય તો કહો એવા સોગન."

"આફ્રીન! આફ્રીન! મધુ ભાભી, આધુનિક ઉગતા ગુજરાતી સાહિત્યમાં પ્રવીણ લાગો છો હો" સન્મુખ બરાડયો.

ત્યાં એકાએક શોર, મારામારી અને બુમરાણ અમારે કાને પડયા. પડોશીને ત્યાં ચોર પેઠો હશે, પઠાણો આવ્યા હશે, લૂટારા રીવોલ્વરો સાથે તૂટી પડયા હશે વિગેરે તર્કો અમારામાં આવી ચાલ્યા ગયા. સન્મુખ એકદમ કોચ નીચે પેશી ગયો અને છએક તળાઇઓ માથે ઓઢી લીધી, મધુરી તથા સન્મુખનાં બહુ હિંમતથી રસોડામાં બારણું વાસી બેસી ગયાં. મેં ચોરને નસાડવા, "ચોરો વિષે કૈંકના" અકસીકર ઇલાજના શોધક રા. ધનસુખલાલની હિંમતનું આવાહન કર્યું, ખુરશીઓ અફાળી, ટેબલો ગબડાવ્યાં, ફ્લાવર વાઝો ફેંકયાં, આરસા તકતાઓ ઉરાડયા પણ શોરબકોર નરમ ન પડયો! આખરે બહાદુરી ભર્યાં હૃદયે લીધી કડીયારી ડાંગ અને આગળ ધસ્યો. સાવચેતીથી ડાંગ ખભે રાખી કે ચોર લુટારાઓ મારા ઉપર અચાનક હલ્લો કરે તો ડાંગ પડતી મૂકી છ પાંચ ગણવાનું સુગમ પડે અને પચ્ચીસ પઠાણો સમક્ષ હું એકલો ઝઝીશ એ દ્રશ્ય મારી આંખડી આગળ ખડું કરી આગળ ધસ્યો. બારીના કાણામાંથી જોયું કે હલ્લો કરવાનો યોગ્ય અવસર છે કે નહિં. પણ પીળી પાઘડીઓ તીડની પેઠે ઉભરાઇ ગઇ છે, ચોર બરાબર હસ્તગત થયો છે, એ જયારે દ્રષ્ય મેં જોયું ત્યારે હું નરમ થઇ ગયો, મારી મર્દાનગી માટે મને શરમ આવી. ચોર પકડવાની મારી શકિતની કસોટીનો અમૂલ્ય અવસર હાથથી ગયો

માટે મેં ભયંકર હાય મારી છતાં હિંમતથી ઘરમાં જઇ ધુણમ દેતી ચોરના માથા સાથે મારી કડિયારીની મિત્રાચરી કરાવી અને બોલી ઉઠયો :

“સીપાઇઓ ! ભાઇઓ ! તલવાર મ્યાન કરો, રીવોલ્વરોના હવામાં ભડાકા કરી નાંખો અને કડીયારીને વિસામો દો. ચોર પકડવામાં હિંસાને સ્થાન નથી. બત્તી કરો......”

મેલી ચીમનીના ઝાંખા અજવાળામાં, કોહી ગયલા સફરજન સમા મ્હોંવાળો, માર ખાધેલ હોવાથી રડતી સુરતભર્યો, સંતાઇ રહેલા સન્મુખ, તેના વહુ અને મધુરીએ દોડતા આવીને ઓળખી કહાડેલો કેશવ ત્રિવેદી જોઇ અમે ચોંકયા.

રાત્રે નાટકમાંથી પાછા આવતાં, બિલાડીનું આડું ઉતરવું, શાસ્ત્રમાં અપશુકન એમ કેશવ ત્રિવેદીનો વહેમ અને સીધા ઘરમાં ન જવાય એ માન્યતા. તેથી પાડોશીના ઘરની નીચી વંડી ઠેકી ચુપચુપ ઘરમાં પેશી જવાના પરિણામે આ દશા !



# આદર્શ રેલ્વે.

છપ્પનભોગનો ભાર પેટમાં મૂકી, હાથમાં કોટ, ટોપી તથા છત્રી બનતી ત્વરાથી ઊંચકી બાર અઢારની ગાડી પકડવા મેં દોટ મૂકી. સ્ટેશન ઉપર પગ મૂકતાં મને ખબર પડી કે ટ્રેન આજે સોળ મિનિટ સોળ સેકન્ડ મોડી આવવાની છે. દરયાણથી તાર આવ્યો હતો તેમ ત્યાં ફરનારો સ્ટેશનનો પોર્ટર બૂમ પાડતો હતો.

'નિયતવેળ ઝટ દોડત.' રેલ્વેની નિયમિતતા, સુખ સગવડ વિગેરેનું ત્યારે મને ભાન થયું. બીજી રેલ્વેમાં કંઈક ને કંઈક અગવડ હોય છેજ પણ અમારી રેલ્વેનું ધ્યેય ત્રીજા વર્ગના મુસાફરોની સુખ સગવડ જાળવવાનું હતું. આ રેલ્વેની લોકલમાં જે સુખ સગવડ, શાન્તિ, અને આનન્દ મળતાં તેનો અનુભવ લખવાનોજ આ ઠેકાણે ઉદ્દેશ છે.

ટ્રેન સોળ મિનિટ અને સોળ સેકન્ડજ મોડી આવી કે એથી વધારે, એ પ્રશ્ન નિરર્થક છે. દોડવામાં તો નિયતવેળ પણ અનિયમિતતામાં યે નિયમિત એ રેલ્વે વિષે આવો સંદેહગર્ભ પ્રશ્ન પૂછવો એ રેલ્વે કારભાર ઉપર બદનામી કર્યાં જેવું થાય.

ટ્રેન આવી કે તુરત ખૂણાવાળી જગ્યા ઉપર હું ગોઠવાયો. સાચું પૂછો તો સ્ટેશન ઉપર મેં સોળ મિનિટ ને સોળ સેકન્ડ ને બદલે લગભગ પચાસ મિનિટ ને ઓગણસાઠ સેકન્ડ વાટ જોઈ હતી, તેમ મારી નિત્ય નિયમિત કાંડાઘડીયાળ કહેતી હતી અને આટલા લાંબા

વખતમાં એક નિદ્રા લઇ લેતાં મેં એકાદ અગાઉની ટ્રેન ખોઇ હતી કે નહિં તે વિષે મને શંકા ઉત્પન્ન થઇ. પણ મને તો ખાત્રી છે કે મેં એક પણ ટ્રેન ખોઇ ન હતી. ખોઇ હોય તોયે ખેર! આખરે તો ટ્રેન મળીજ.

ઉપર કહ્યા પ્રમાણે આ રેલ્વેના ડબ્બાઓમાં એટલી બધી સગવડ હતી, તેની બેઠકો એટલી પહોળી અને આરોગ્યના નિયમાનુસાર હતી કે મેં નિદ્રાનાં ખોખાં મણને હિસાબે જોખવા માંડયાં. અલબત્ત મારા પેટમાં પડી રહેલા ભારથી અને અગાઉ સ્ટેશન ઉપર ખેંચી લીધેલી નિદ્રાથી હું એટલો બધો ઘેનમાં હતો કે બેઠકોમાં લપાઇ વસી રહેલા માંકડના ચટકાને કદી કદી ખણવા ઉપરાંત અને કદી કદી શરીરની હીલચાલથી તેમને મ્હાત કરવા ઉપરાંત મને કોઇ પ્રકારનો બીજો ત્રાસ નહતો. જૈનવિદ્યાનો જાણકાર હું હોવાથી તથા મેં ભારે ભોજન લીધેલ હોવાથી માંકડોને હર્ષભેર મેં નીરાંતે પ્રીતિભોજન કરવા દીધું.

એકાદ સ્ટેશન મેં વીતાડયું હશે, ત્યાં હું મારી પછવાડે પડેલી બૂમથી એકાએક ઝબકી જાગ્યો, "આજ શનવારચા દિવસ, મારૂતિચા દિવસ, પુણ્યકર્માંચા દિવસ—કાહિં ધર્મ કરા—ત્યા મધે કાહિં કમી નાહિં હોણાર—આંધળા ગરીબાચ્યા પોટાચી કારૂણા વાંચવા......" આ કરૂણાજનક બૂમથી હું એકલોજ ઝબકી ગયો હોઉં એમ મને લાગ્યું. બીજા બધા લોક તો દયાર્દ્ર ચહેરે તે યાચકની તરફ જોતા હતા. મેં ઘણાની આંખોમાં દયાનાં આંસુ જોયાં, ઘણાનાં મોઢાંઓ કરૂણાથી છવાએલાં દીઠાં અને ડબ્બામાં બેઠેલાઓ સઘળાને ગરીબ ભીખારીને કંઈક ને કંઇક આપવાનું મન થઇ આવ્યું હોય તેમ લાગ્યું.

મારી પણ કંઈક ઇચ્છા થઇ, "પન્નાસ રૂપ્યાચી નોટચા ખુરદા હાય?" મેં મરાઠીનું અઠંગ જ્ઞાન પ્રદર્શિત કરતાં પૂછ્યું. એટલું તો હું જરૂર કહીશ કે મેં મરાઠીનો નવ કલાક ને નવ મિનિટ પદ્ધતિસર અભ્યાસ કર્યો છે. ભીખારી એકાએક બોલી ઊઠયો, "પન્નાસ રૂપ્યાચી નોટ આહે! ખીશાંત કુઠે તરી સુટ્ટા દીડકયા અસેલ, બગા તો ખરા!" અફસોસ! છુટ્ટો એક પણ પૈસો ન નીકળ્યો અને પચ્ચાસ રૂપીયાની નોટનું પણ છુટ્ટું ન મળ્યું. કદાચ પ્રયાસ કરત તો છુટ્ટું મળત. છુટ્ટું લેવા જતાં બેસવાની જગા ખોત. અને કોને ખબર છે—કદાચ છુટ્ટા દસ–દસનાજ કટકા મળત તો! એથી છુટ્ટું મળત તો પાંચ પાંચના, કદાચ એક એક રૂપીઓ મળત પણ એથી છુટ્ટું નજ મળત. ડબ્બાના માણસોએ બધાએ પોતાનાં શરીર ઉપરનાં બધાં કપડાનાં ખીસાંઓ તપાસી લીધાં પણ થાવા કાળ તે પચ્ચાસથી ઉપરનીજ આખી નોટો નીકળી. તે પણ દરેક ખીસામાં એક એક, એટલે કોઇના ગજવામાંથી પચ્ચાસની નોટ શિવાય કંઇ બીજું પરચુરણ નીકળ્યુંજ નહિં. અમે બધાએ તરતજ એક મતે ઠરાવ કર્યો કે આ ભિખારી કાલે આજ ગાડીમાં આજ વખતે આવી પ્હોંચે તો સહુએ છુટ્ટું કરાવી લાવી તેને અકેક પૈસો આપવો. ભીખારીના મ્હોડ ઊપર આનન્દ છવાયો. "ઇશ્વર તુમચા કલ્યાણ કરણાર" એમ મનમાં બોલતો હોય તેમ, કરડી આંખોની વક્ર ભમ્મર અમારા સહુ ઊપર ફેરવતો, દુવા વરસાવતો, ચાલતો થયો.

પણ 'આજ શનવારચા દિવસ,' આ શબ્દથી હું ખરેખર શા માટે ભડકી ગયેલો તેનું રહસ્ય એમ છે કે પહેલાં તો હું એમજ ભૂલી ગયેલો કે આજેજ શનિવાર હતો. યાદ રાખવાની ચિન્તા કદિ

ન્હોતી વ્હોરી. બીજું એ કે શનિવારે અમારી કંપનીના ડાયરેકટરોની એક અસાધારણ સભા બાર વાગતાં મળવાની હતી. હાય! હું ભૂલ્યો! હવે મારી શી ગતિ થશે? મિટીંગનું કામકાજ શરૂ થઇ ગયું હશે! કંપનીને ફડચામાં લઇ જવાનો ઠરાવ થઇ ચૂકયો હશે. અમને નોટીસો આપવાનું એક મતે ઠરી ચૂકયું હશે અને અમે કદાચ ઓફીસના એક માસના મહેમાન હઇશું એ વિચારે મને ઘેલો બનાવી મૂકયો. 'આજ શનવારચા દિવસ' આ શબ્દો હું ઘેલછામાં બોલવા લાગ્યો અને મારી નિદ્રા, સ્વાસ્થ્ય અને સુખસ્વપ્નમાં ભંગ પાડનાર ભિખારીને અઢી ગાળો દઇ ચૂકયો. રેલ્વેની સગવડતા આ કંઇ ઓછી ન કહેવાય. કદાચ વાર ભૂલી જઇએ તો ભિખારી લોકો વાર સુદ્ધાં આપણને કહી જાય એ આદર્શ રેલ્વેની ખાસિયત છે.

કચવાતે મને આટલું સહન કરી હું પાછો નિદ્રાધીન થયો ત્યાં એકાએક 'પાલીસ' શબ્દે મારા કાન વીંધ્યા. મેં તેની કંઇ દરકાર કરી નહિ પણ પોરિયાએ જવાબ લઇ પછીજ આગળ વધવાની હઠ પકડી. મેં પતાવ્યું, 'નાહિં.' એટલે વળી પોરિઓ બોલ્યો: 'ચાંગલા કરેલ, દોન દીડકયા ઘેઇલ' મેં કંટાળી આખરે તેને પાલીસ કરવાનું મંજુર કર્યું અને હું નિદ્રામાં પડયો. ત્યાં તો 'શેઠ, બૂટ કુઠે આહે?" મેં કહ્યું, 'વેડા આહેસ, જરા ધ્યાનથી બગા તો ખરા', પણ હું જયારે ધ્યાનપૂર્વક જોઉં છું ત્યારે મને યાદ આવ્યું કે હું ખુલ્લે પગેજ ઉતાવળમાં ચાલી આવેલ એટલે વ્હીડવાઇ પોરીયાને હાંકી કાઢયો. પોરીયો પણ બબડતો બબડતો ચાલ્યો ગયો. અફસોસ! આટલી રેવડી ઊડયા પછી નિદ્રાની સ્વસ્થતા હું બીલકુલ ન મેળવી શકયો. અઢાર વખત પાલીસવાળા પોરીયાને ના પાડી

હશે પણ આખી ગાડીમાં ઇતરડીના ધણ માફક ફરી વળેલા પાલીસના પોરીયાઓથી બધા કંટાળ્યા હોય એમ લાગતું હતું. અને દરેક લોક મારી પેઠે કંટાળી કંટાળી 'બાબો' કહી પાલીસ કરાવતા હતા. રેલ્વેમાં આ કંઇ જેવી તેવી સગવડ ન હતી. ધારો કે કદાચ ઘેર પાલીસ કરવી ભૂલ્યા. કરી હોય તો કદાચ કીચડમાં પગ પડી ગયો હોય, ભૂલમાં ગટર-માંનો કાદવ બૂટ, શુઝ કે ચંપલ સાથે ચ્હોંટી ગયો હોય, યુરોપીયન ઓફીસમાં હોવાથી 'પોઝીશન'માં ગાબડું પડવાનો પોણીસો ટકા સંભવ હોય તો 'હાથ ટીડકયા' ભાંગી નાખી પાલીસ કરાવી લેવી એ સહુથી સરસ ઉપાય છે. હું તો કહું છું કે કદાચ દાઢી બોડતાંયે ઘેર ભૂલી ગયા હોઇએ તો નાવી લોક શા માટે ગાડીમાં એકાદ ફેરી નહિ મારતા હોય ! ઘણાય લોકો ગાડીમાં આઠઆઠ દિવસની દાઢી તથા મૂછ ઉપર હાથ ફેરવતાં ગાડીમાં મુસાફરી કરતાં જણાય છે. રેલ્વેની સગવડતામાં આ એક ખામી ગણું છું.

છપ્પનભોગનું ઘેન મારામાં કંઇ જેવું તેવું ન હતું. મારામાં નિદ્રાદેવીએ તે દિવસને માટે જાથુનો વાસો કર્યો હતો, એટલે પાલી-સનું લફરું પત્યું કે તુરત એકાદ ઊંઘ ખેંચું કરી આડો થયો. ત્યાં ટીકીટ ઇન્સ્પેકટર આવવાનો મને ભાસ થયો. આ વખતે મારી ઊંઘને જરા પણ ખલેલ પહોંચાડયા વગર ખીસાનો પાસ કાઢી હાથ ઊંચો કરી ટીકીટ માસ્તરને બતાવ્યો. પણ નખ્ખોદ જાય એ ઊંઘનું કે ટીકીટ માસ્તરને બદલે 'ચીવડા મસાલેદાર'વાળો ઉભેલો જણાયો. ખસીયાણા પડી પાસ ખીસામાં મૂકયો ને તેને ધ્યાન આપ્યા વગર પાછો ઝોકાં ખાવા મંડયો. પણ અફસોસ, ચીવડાવાળો પણ મુસા-ફરોના માથાનો હતો. પાલીસવાળા પોરીયાઓની માફક તેણે પણ

જવાબ લીધા વગર જવાની ના પાડી ત્રણ વખત 'નથી જોઇતો' ફરી બોલ્યો પણ તે ખસ્યોજ નહિં. આખરે લફરૂં પતાવવા એક આનો ખીસામાંથી કાઢયો, બપોરે ન્હાની સાથે ગુકાવવા થશે કહી, 'લાવ્ય ભાઇ, પતાવ, આ એક આનાનો !' પણ ત્યાં તો 'હેં શું ? એઈ મીસ્તર પાસ બતાવો !' બોલતા ચીવડાવાળાના દોસ્તદાર ટીકીટ માસ્તર આપોઆપ નીકળી આવ્યા. વાહ ! રેલ્વેનો કેટલો બંદોબસ્ત. ટીકીટ માસ્તરો આમ આવી પાસ ન તપાસતા હોત તો રેલ્વે કારભાર હાલ કરતાં અરધોયે ન વખણાતો હોત. બાકી ચીવડાવાળાઓની સગવડ ન હોત તો કેટલાય કડક બંગાળીઓને ભુખ્યું રહેવું પડે. મારી પેઠે છપ્પનભોગના ભોગી બધાય ક્યાંથી હોય !

આ ઉપરથી જોઇ શકાય તેમ છે કે આ આદર્શ રેલ્વેમાં બધી સગવડતા સચવાઇ રહે છે. બીજી મોટી રેલ્વેમાં 'રેસ્ટોરાં કાર' 'પારલરકર' વિગેરે અઢાર 'કારો' ભલે દોડાવાતી હોય પણ આમ છુટક છુટક મુસાફરોની 'કારો'માં છુટક છુટક સગવડ–ભિખારીઓ આવી વાર કહી જાય, વખતે પગ પણ દાબે, ચીવડાવાળાઓ આપણી ભૂખ સંતોષે, પિપરમીંટવાળાઓ આપણી ખાંસી કોગળા વિગેરેની ચિંતા કરતા ફરતાજ હોય, આંધળા લોકો આશીર્વાદ વરસાવ્યાજ કરતા હોય, અને છેવટે 'રૂપીઆ બાર આનેકા માલ છે આનેમેં' આવી વસ્તુ આપણે માટે પાણી મૂલે રેલ્વેમાં મળી શકતી હોય એ કંઇ જેવી તેવી વાત નથી. અમે બધા અમારૂં અંતિમ ઠેકાણું આવી પહોંચતાં 'અહોરૂપં અહો ધ્વનિ' બોલતા વિખરાઈ ગયા.

———:*:———

# આકાંક્ષા.

(રા. ધનસુખલાલ મહેતાના એજ નામક કાવ્યનું "પ્રતિકાવ્ય")

—:*:—

**છીંકણી સુંઘનારની :—**

વિદ્યુત્ સમી જે ચમકતી
રૂપાની મારી દાબડી,
આશકોના જીગરને,
બહેલાવતી એ દાબડી,
ઝીંદગીના ઝખ્મ રૂઝવે,
દાબડીની છીંકણી,
છો મરૂં જો છીંકણી,
એ દિલસખી મારી બને !

**બીડી પીનારની :—**

માશૂક ઝર્દાથી ભરી,
દેદાર સહુ દીપાવતી,
"ટેસ્ટ" થી, મદુભાવથી,
મમ જીગરને કૈં બાળતી,
આવેશમાં "ફ્લેવર" તણા,
બેહિસ્તને બતલાવતી,
સિગરેટ બલ્લબહાર પીને-
અંત મારો હું ચહું.

**ચ્હા પીનારની :—**

જ્યાં આગ હૈયાંની વધે
ને દૂબળાં બહુ વાધતાં,
હોજરીની ભૂખનાં જ્યાં
બંધનો સહુ ત્રૂટતાં,
સાકર અને તજ સુંઠની
ભભકાભરી મીઠાશ જ્યાં,
પ્રાણ ત્યાગું હું પ્રભુ!
ચસકાવતાં આ ચ્હા સદા:

**પાન ખાનારની :—**

ચૂના અને કાથા તણી
પીપો ભરી છલકાય જ્યાં,
જીનતાન કતરી ને મસાલાથી
ભર્યાં ખુમ્ચા જ્યહાં,
છપ્પન મસાલેદાર પટ્ટીની
જ્યહાં ઝકઝોળ છે,
તે જગ્યાએ હો! પ્રભુ!
તું મૃત્યું મુજને અર્પજે.

**"બોઘા" કવિની :—**

મળજો ભલે યા ના રૂપાની
છીંકણીની લ્હેજતો.
મુખ શોભજો બીડી ન વા,
છો પાન પણ મળજો નહિં,
ચ્હા દોઢ કપ કે એક,
મુદ્દલ તે ભલે પણ ના મળે,
પણ ઠુંકમાં, મુજને પ્રભુ!
તું મોત મોકલતો નહીં!

# અમારા મિત્ર સન્મુખ માંકડ.

સમાજ સેવામાં "અકસ્માતમાં પ્રાથમિક મદદ" એક મહત્વનું સ્થાન ભોગવે છે એ નિર્વિવાદ વાત છે. અને વૈદરાજ પોતાના સરંજામ સાથે પોતાના અનુભવોના અખતરા દર્દી માથે અજમાવવા આવી પ્હોંચે, તે પહેલાં આ મદદ આપી શકે તેવા નરો જગતમાં બહુ વિરલ છે. અને સમાજમાં, આ નરોની વિરલતાથી કેટલાં મરણો નિપજ્યાં હશે તથા હવે ભવિષ્યમાં નિપજશે તે કહી શકાતું નથી. પણ આજ હિંદુસ્થાનની પ્રજાની સંખ્યા ઘટવાનું મૂળ કારણ છે. મારી તો એક વખત એવી ઇચ્છા થયેલી કે આવા આવા અકસ્માતથી મૂવેલાંને એક વખત તો સજીવન કરી તેઓને મ્હોડેથીજ સરકારને સાબીત કરાવી આપવું કે મરણો અસંખ્ય છે એટલુંજ નહિં પણ કુદરતી નિયમોની વિરૂદ્ધ અને દુઃખજનક છે.

શાક સમારતાં ચાકુ વાગે ને મરણ નિપજે, રોટલી શેકતાં હાથ દાઝે, ફોલ્લો પડે, પાકે અને મરણ નીપજે, ગાય દોહતાં ગાય પાટુ મારે, હાડકું ખડે કે તૂટે, ને પ્રાથમિક મદદ વગરજ તે દરદી રીબાઇ મરી જાય એવા દાખલાઓ મેં ઘણા ઘણા નજરે જોયેલા છે પણ મારૂં અથાગ જ્ઞાન કદિ વાપરવાનો વખત મને આવ્યો હોય તેવું યાદ નથી.

અલબત્ત હાલમાં આ વિષય શીખવવાના ઘણા ઘણા મફતીયા વર્ગો ચલાવવામાં આવે છે. ઉદ્દેશ ભલે વખાણવા યોગ્ય હોય પણ આવા સસ્તા વર્ગોમાં કેવું શિખવવામાં આવે છે અથવા તો શીખીને

ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીએ કેવું કેવું કામ બજાવી આપે છે તેનો સમાજને જે કડવો અનુભવ થયેલો તે, સમાજના હિતને ખાતર અને ખાસ કરીને પ્રાથમિક મદદ શિખવનારા વર્ગોના લાભ માટે અહિં આલેખીશ.

અમારા મિત્ર સન્મુખ માંકડે એક વખત આવો "અકસ્માતમાં પ્રાથમિક મદદ"નો વર્ગ જોડયો હતો. ઘેરથી તો તે વિષયનું પુસ્તક, ત્રીકોણીયું પાટો બાંધવાનું કપડું, ખપાટીયાં વિગેરે લઇ, વર્ગ ચાલવાની વેળાયે નિયમસર ઘરની બહાર જતાં અમે જોતા અને બરાબર વખતસરજ પાછા આવતા. આ વખત વર્ગમાં વિષય ગળે ઉતારવામાં ગાળતા કે પછી મગજને તાજો કરવા રસ્તાપરની શો રૂમ, હોટેલ કે બાગબગીચામાં આંટો મારી આવતા તે હું કહી શકતો નથી પણ તેવા અહેવાલો મારે કાને આવેલા.

"હાશ! આજે હું વિષયમાં પારંગત થયો," બોલતા સન્મુખ એક વખતે ઘેર આવી પ્હોંચ્યા. પુસ્તક, ત્રિકાણીયું કપડું અને ખપાટીયાં ઘરમાં ફેંકયાં અને મહા મહેનતે પ્રાપ્ત કરેલા જ્ઞાનમાં આત્માને આનંદ આપવા લાગ્યા. ત્રિવેદીએ એને બનાવવા તો માંડયો પણ મંધુરીએ અને મેં અભિનન્દન આપી, કેશવને ચૂપ કરી દીધો.

પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાની સન્મુખે તુરતમાં આવશ્યકતા જોઇ. સમાજમાં અકસ્માતથી મરણો બહુ નીપજે છે અને જાનવરોમાં તો વળી એ પ્રમાણ બહુ મ્હોટું છે એ માન્યતાથી એ આખો દિવસ ચિંતાતુર રહેતા. અંધ, અજ્ઞાન સમાજ પોતાના અખતરાઓથી ગભરાઇ જશે એટલે તે પ્રયોગો જૂદા જૂદા જનાવરો ઉપર અજમાવવા માંડયા.

બીલાડીને પહેલા માળની બારીમાંથી ફેંકી, તેનો પગ તૂટયો હશે, ખોપરીમાં વાગ્યું હશે, લોહીની નદી રેલાઈ હશે વિગેરે તર્કો કરી, ઝડપથી પ્રાથમિક મદદની ઇચ્છાથી નીચે જઈ પ્હોંચતાં ત્યાં બિલાડી ભાગ્યેજ નજરે પડતી. કુતરાનો પગ મરડી એક વખત ખપાટીયાનો પાટો જ્યાં બાંધવા ગયા હતા ત્યાં તે કુતરો કરડયો હતો તેની નીશાની તેઓશ્રી હજી સંતાડતા ફરે છે. રસ્તે ચાલતા ગધેડાના શરીર ઉપર લાલ ચિન્હો જોઈ, તેને આન્તરિક રકતપ્રવાહ થયો છે એમ માની એક વખત તેને નીચે ગબડાવી બરફના ગડ્ડા ગળાવવાનો પ્રયોગ અજમાવવા ગયા હતા પણ પ્રયોગની શરૂઆત માત્રમાંજ બે ત્રણ લાત અને ગડથોલાં ખાઈ ચાલતી પકડવી પડી હતી.

જનાવરોને સાન હોતી નથી અને ઉપકાર કરનારનેજ અપકાર પાછો વાળે છે તે સમજી તે જનાવરોને તેણે માફી બક્ષી પણ નીમકહરામ જનાવરોને વધુ છૂટ આપી પોતાની જાત ઉપર વધુ ન જવા દેવા ખાતર હવે તેઓશ્રી જનાવરો ઉપર કદી પોતાના જ્ઞાનનો ઉપયોગ નહિં કરે અને તે મદદ વગરજ બધાં પ્રાણીઓને અકસ્માતથી રવડી મરવા દેશે એવી ભીષ્મ પ્રતિજ્ઞા તેમણે લીધી.

અનુભવી દાક્તર અમુક વર્ષોના અનુભવ પછી સારૂં જ્ઞાન સંપાદન કરી શકે છે. સન્મુખે અડધો ડઝન જનાવરો ઉપર અખતરા અજમાવ્યા પછી એમજ ધારી લીધું કે તે એક અનુભવસિદ્ધ દાક્તર બની ચૂકયા છે.

તેણે પ્રાથમિક પ્રયોગો હવે મનુષ્યો ઉપર અજમાવવા માંડયા. અલબત આવા પ્રયોગોનું ફળ કેવું મળ્યું અને સન્મુખે કેટલા

ઇષ્ટિપાક પચાવ્યો હશે તે કહેવું નિરર્થક છે. છતાં પણ એકાદ બે દૃષ્ટાન્તો અસ્થાને નથી. રસ્તામાં ફુટપાયરી ઉપર સુતેલા માણસને એકવખત ગુંગળાતો ધારી તેના ઉપર ભાઇશ્રી શ્વાસોચ્છ્વાસની ક્રિયા અજમાવવા ગયા હતા. બદલો કેવો મળ્યો તે સમજવું સહેલ છે. નાળીયેરવાળાને છરાવતી નાળીયેર કપાતો જોઇ, તેને વાગી બેસશે, અકસ્માત થશે એ સમજાવી એક વખત તે નાળીયેરવાળાને છરો પકડવાની ખરી રીત સમજાવવા ગયા હતા તેની તુરતજ સન્મુખને અને તે નાળીયેરવાળાને છડેચોક રસ્તા ઉપર શરતની રમત કરતાં જોયા હતા. પણ તે શા કાજે એ અમને પોતાને સમજાયું નહતું.

મ્યુનિસિપાલીટીના મજુરને ત્રીકમ કેમ પકડવું કે જેથી પગપર ન પડે અથવા ઉંચકતાં માથા સાથે ન અફળાય તે રીત એક વખત સમજાવતા સન્મુખ અમારી નજરે પડયા હતા પણ ચોપાસ ઊભેલા મનુષ્યોની ખુશાલી વચ્ચે તેઓ સીમેન્ટના કાદવમાં નિરાંતે નિદ્રા લેતાં અને તે નિદ્રામાં કંઇક બોલતાં જણાયા હતા.

આમ તેઓનું માન વધ્યું માનતા, અને અમારા તેને સમજાવવા છતાં તેઓએ એકના બે થવાની ના પાડી.

બપોરનો સમય હતો. ઉનાળાનો પ્રચંડ સૂર્ય પોતાના પ્રખર કીરણોથી જગતને તપાવી રહ્યો હતો. કેશવ ત્રિવેદી આરામ ખુરશી ઉપર પડયો પડયો જૂનાં માંસિકો ઉથલાવતો હતો. સન્મુખ માંકડ ઝોલાં ખાતી મધુરીને આવા તડકામાં તાપનો ઝટકો વાગે તો પ્રાથમિક મદદ કેમ કરવી એ સમજાવી રહ્યો હતો. હું જૂના ક્રોનીકલમાંથી વ્યાકોમ સત્યાગ્રહ કેમ શરૂ થવા પામ્યો તે સંબંધે વિચાર કરી રહ્યો હતો.

ત્યાં એકાએક સન્મુખ બોલ્યો, "ચાલોને આપણે લાલબાગ જાઈયે !"

અમે ગુસ્સામાં બોલી ઉઠયા, 'અરે વાહ, લાલબાગ જઈને આ બપોરે શુ અખાણીઆરૂં રહી ગયું છે?"

"કેમ," સન્મુખ ગ્હીકવાઈ બરાડયો, "આજે સવારે ત્યાં ભયંકર અકસ્માત થયો છે, તેથી માટે વખતે મારી પ્રાથમિક મદદની જરૂર હોય."

અમારાથી સન્મુખને હસવા શિવાય બીજું માન આપી શકયું નહિં. પણ લાલબાગ ઉપરથી યાદ આવેલ વિકટોરીયા ગાર્ડનમાં સહુએ જવાનું નકકી કર્યું. અમે નીકળતાં સન્મુખને એટલું તો બોલતાં સાંભળ્યો કે ગાર્ડનથી લાલબાગ કંઈ દૂર નહિં પડે તેથી તે ત્યાં આંટો દઈ આવશે.

અમે ટ્રામમાં બેઠા. ટ્રામ ધમધમ કરતી દોડયે જતી હતી. સન્મુખ આકુળ વ્યાકુળ ચોપાસ જોઈ રહ્યો હતો અને ટ્રામની ઝડપ માટે ચિન્તાતુર હતો. ત્યા એક અત્યન્ત જાડો મનુષ્ય ચાલતી ટ્રામે ઊભો થયો. કંડકટરે બહુ બૂમ મારી પણ તે તો આગળ ચાલ્યો અને ચાલતી ટ્રામે ઉતરવા જતાં ધડામ કરતો જમીનદોસ્ત થયો. ટ્રામ ઊભી રહી. બધા માણસો "હો હા" કરતા દરદીને ફરી વળ્યા. ત્યાં સન્મુખ પોતાની કોણીથી માણસોને ખસેડતો દરદી પાસે આવી પહોંચ્યો. સીફતથી એકનો રૂમાલ ખૂંચવ્યો, ઝૂંટવી બીજાની છત્રી પડાવી, ત્રીજાનો ફેંટો-ધોલ મારી ગબડાવ્યો અને દરદી પાસે ગયા. તપાસતાં પગ તૂટેલો જણાયો. સન્મુખે તુરતજ તે સીધો કર્યો, છત્રીને ખપાટીયા તરીકે મૂકી, પાઘડીવતી મજબૂત બાંધી અને એક ચાલતી ગાડીને ઊભી રખાવી તેમાં તે માણસને મૂકી ઇસ્પીતાલ તરફ ઉપડી ગયા.

"કંઇક છબરડો વાળ્યો લાગે છે હો!" મધુરી મારા કાનમાં બોલી.

"કંઇ નહિં, આ વખતે તો ઠીક કામ કર્યું દેખાય છે," હું છાતીપર હાથ મૂકતો, વિમાસણથી બોલ્યો.

કુતૂહળમાં અમે સૌ એક ટેક્ષી કરી દવાખાને ઉપડયા. દાકતર શું કામમાં હશે તે તો કહી શકાય તેમ ન હતું પણ દરદી દોઢેક કલાક રીબાયો હશે ત્યાર બાદ દાકતર સાહેબ, રૂમાલ વતી નાક લૂછતા, આવી પ્હોંચ્યા. દાકતરે આવી દરદીનો પગ તપાસ્યો. ફરી ફરી જોયો. ઝીણવટથી જોયો. દાકતરની મુખમુદ્રા ગંભીર થઇ ગઇ, અ.કુળવ્યાકુળ બની એક મૂકી બીજો પગ, અને તે મૂકી પ્હેલો પગ વારંવાર તપાસ્યો, અને બોલી ઊઠયા :—

"આ દરદીને પ્રાથમિક મદદ આપનાર કોઇ વિરલ નર હોવો જોઇએ! આ પાટો કોણે બાંધ્યો?"

મને થયું કે આમાં કંઇક ઘોટાળો વળ્યો હોય તેમ લાગે છે.

સન્મુખને મેં ઘણો વાર્યો, કાનમાં ન જવા માટે કહ્યું. છતાં મારા વારવા તરફ જરા પણ લક્ષ ન આપતાં તે તો દોઢ વેંત છાતી ફુલાવતા બહાર પડયા. દાકતર પાસે જઇ પ્હોંચ્યા અને માથું જરા લટકાથી નમાવી કહ્યું :—

"એ તો હંહંહં જરા મેં બાંધેલ છે."

"તમેજ કે? ઠીક બહુ સારૂં કામ કરી શકો છો! પણ આ તમે બધું કયાંથી શીખ્યા?" દાકતરે પ્રશ્ન કર્યો.

"કેમ? અભ્યાસ કરીને."

"ઠીક, અભ્યાસ ઠીક કર્યો લાગે છે. પણ અભ્યાસ ભણી બહુ થોડું ગણ્યું લાગે છે." સન્મુખ કંઇ સમજયા હોય તેમ ન લાગ્યું

તેનાં નયનો ઝળક્યાં; જોર લોહી ચઢ્યું હોય તેમ મૂછમાં હસતો, વિજય પામેલા શૂરની જેમ ચોપાસ ઉભેલા મનુષ્યોને આનંદ-ઉત્સવના નેતા તરીકે નીરખી રહ્યો.

ત્યાં થોડીવારે નિસાસો નાખતા દાકતર સાહેબે સન્મુખનો કાન પકડ્યો, "મારા સાહેબ, મૂર્ખાઇના અદ્‌ભૂત નમુના, તમને આટલો એ ખ્યાલ ન રહ્યો ? તમે તો ગમાર જેવા લાગો છો, આ:મને આમ કેટલા દરદીનાં ખૂનો કર્યાં છે ?"

અમે આભા બની ગયા. ચોપાસ ઘુવડ જેવા ચ્હેરા કરી સન્મુખ તરફ જોવા લાગ્યા. સન્મુખનું મ્હોં ફાટી ગયું, ડોળા અંદર પેસી ગયા. "હેં ? શું ? દાકતર સાહેબ ?"

"શું ? એટલી યે ખબર ન પડી કે દરદીના તૂટેલા પગને બદલે તમે સાજોજ પગ બાંધી લાવ્યા છો ? સારે નસીબે દરદીને વધુ ઇજા તો નથી થઇ પણ........"

બસ આ વાક્ય અધુરૂં રહ્યું. સન્મુખ મ્હોં દાટી ઇસ્પીતાલનાં પગથીયાં ઉતરતો જણાયો. સન્મુખે પોતાના જ્ઞાનનો વધુ પ્રચાર કરેલો કે નહિં તે જોવાનો પ્રસંગ ન્હોતો મળ્યો પણ સમાજમાં આવા અકસ્માતજ થતા અટકી ગયા હશે એમ મારૂં માનવું છે.



# બજરબટ્ટુ

"કાકુ બજરબટ્ટુ છે," મેં કહયું.

"ત્યારે એમજ કહોને કે તે હાજીઓ છે," મધુરી તતડી ઊઠી.

"હું તો કહું છું કે ગ્રામોફોન શબ્દ ઠીક બંધ બેસશે." કેશવ ત્રિવેદીએ સૂચવ્યું.

"મારા મત પ્રમાણે સહુથી સારો શબ્દ તો ખુશામતીઓ છે" સન્મુખ બરાડ્યો.

અમારા ચારેમાં સ્વતંત્ર વ્યક્તિત્વ છે તે સાબિત કરવા અમો ચારે શબ્દના વિતંડાવાદમાં લ્હડી પડયા. પણ આ વિષયપરત્વે આટલેજ વિવાદ બસ હતો. કારણ કે શબ્દની મારામારીમાં વિષયની મહત્તા ખોવાની અમારી બીલકુલ ઇચ્છા ન હતી.

"ગમે તે કહો—બજરબટ્ટુ, હાજીયો, ગ્રામોફોન અથવા ખુશામતીયો—પણ કાકુને સ્વતંત્ર અસ્તિત્વજ નથી." આખરે આ વાકય ઉપર અમે ચારે સંમત થયા.

મારી માન્યતા પ્રમાણે "કાકુ" શબ્દ ભાટીઆ કોમમાં સહુથી વધુ પ્રચલિત છે. "મુંજો કાકુ કીંયે ન ખાય" બોલી જઇ "પાશેર.બીએ શીરો, હકડી બ પુડી, બ ત્રે કેલા, હકડી વટકી દૂદ" ગણાવી જનાર વ્હાલસોયી માનો આ કાકુ હતો. બાલ્યાવસ્થામાં પોતાના પડધા માતાએ સારી પેઠે ઝીલ્યાથી તે કાકુ મોટપણે બીજાનાજ પડઘા ઝીલતાં શીખ્યો હતો. કાકુનું સાચું નામ શું હતું તે જાણવાની

કોઇને કદી દરકાર થઇ ન હતી, ગામને તો માત્ર એકજ વસ્તુની પીછાન હતી અને તે એ કે એનું "કાકુ" નામ છે અને તે જયાશંકર ભાઇનો બજરબટ્ટુ છે.

જયાશંકર ભાઇ એટલે અમારા ગામડાના અગ્રણી, ઓભાદાર, વિદ્વાન, પ્રભાવશાળી ગૃહસ્થ. દરેક મોટા પુરૂષને એકાદ જણ તો બજરબટ્ટુ હોય છે. દાખલા તરીકે ખીફ્‌-લેસ બારીસ્ટર શ્રીયુત્ પ્રીતમલાલને એક નજરે બજરબટ્ટુ હતો. તેનું કર્તવ્ય શું હશે તે કંઇ જણાતું ન હતું પણ સામાન્ય સમજ પ્રમાણે પ્રીતમલાલ જ્યાં હોય ત્યાં, એકસા કે સજોડે, મિત્રમંડળમાં કે મેળાવડામાં પણ ઇશ્વિરલાલ તો પાછળ જવાનાજ. પ્રીતમલાલ બોલે તે ફરી બોલી જવું, હસે તે નકલ કરી મોટેથી હસી બતાવવું, ગુસ્સો કરે ત્યાં "ઉફ્ ખૂન" બોલી ઉઠવું, પાઇપ સળગાવે ત્યારે દીકરાંની નળા પોંમાં નાખવી, આ શિવાય ઇશ્વિરલાલનું કર્તવ્ય બીજું કંઇ કોઇના જોવામાં ન હોતું આવ્યું.

તેવીજ રીતે વજનારાયણ ન્યાયાધીશને પણ એક રૂદ્રશંકર કરીને આમોફોન હતો.

"કેમ રૂદ્રાજી! મ્યુનિસિપાલીટીના નળયંત્ર ખોલનાર બેવકુફને કેવી ત્રણ માસની ઝાપટી કાઢી," ત્યારે રૂદ્રશંકર સવાગજ વાંકા નમીને બોલી ઉઠતા, હું પણ એમજ કહું છું કે તમે ઠીક ઝાપટી કાઢી." સવારમાં વજનારાયણ ઘુંટણ સુધી તંગડી પહેરી સાત ગાંઠાનો લકડો લઇ દરીયા તરફ ફરવા નીકળી પડતા ત્યારે રૂદ્રશંકર પણ પાછળ, ઊંઘમાંથી તુરત જાગી ઊઠેલા, ચાનો કોગળો તો મ્હોંમાંજ રહેવા દઇ (દાતણ પાણીનું તો પૂછતાજ નહિં) હાથમાં કાછડી પકડી દોટ

મૂકતા તે પૂરા દબદબા સાથેનો ડ્રોપસીન સમસ્ત શહેરનો જોવા લાયક થઈ રહેતો.

"રૂદ્રાજી! આજે તો સી (sea) રફ (rough) હશે." ત્યારે રૂદ્રશંકરજી ગ્રામોફોનની ઢબે "હું પણ એમજ ધારૂં છું," અને થોડીવારમાંજ જ્યારે વજ્રનારાયણ ચૈત્ર શુદી આઠમ હોવા છતાં, "રૂદ્રાજી! આજે શી તિથિ થઇ હશે? હું ધારૂં છું વૈશાખ વદ પાંચમ દશમ થઇ હશે," ત્યારે પણ રૂદ્રાજી પોતાનું પ્રચંડ જ્ઞાન પ્રદર્શિત કરતા, "હાસ્તો, વૈશાખ વદ પાંચમ દશમજ હોવી જોઇએ."

જયાશંકર ભાઇનો કાકુ પણ આવોજ બજરબટ્ટુ હતો. કાકુની અને જયાશંકરભાઇની જ્યારે પ્રથમ મિત્રાચારી થઇ અને "મળી દષ્ટોદષ્ટ" કે તુરતજ જયાશંકરભાઇની આંખોએ કીધાં કામણ—કાકુનું હૃદય જીતાયું અને વ્હાલસોઈ આંખોમાંથી નિર્ઝરતાં સ્નેહરશ્મિઓએ કાકુના હૃદયને પ્રેમપાશમાં બાંધ્યું. તે દિવસથી વિદ્વત્તા અને મૌર્ખ્ય, સદ્‌ભાવના અને દુરાગ્રહ, નિઃસ્વાર્થતા અને કાપટયનો હસ્તમેલાપ થયો અને...અને...**भिन्नधातारमसदृशसंयोगकारिणम् ।**

* * *

"કાકુભાઇ, આ તમારી મૂછો તો મર્દાનગી ટાળી નાખે છે." એકાદ ટીખળી મિત્રે નારદીયાપણું કર્યું.

"એટલેજ જયાશંકરભાઈ નથી રાખતા," આ વિચાર આવતાં કાકુની મૂછો બીજે દિવસે સફ થઈ. જયાશંકરભાઇનું ભરાવદાર, ગોળ, લાલીદાર મ્હોડું મૂછો વગર શોભતું, કાકુનું બેસી ગયેલા જડબાવાળું, અણીયાળી દાઢીવાળું મ્હોડું મૂછો વગર બોડેલા બોકડા

સમું શોભતું થઇ ગયું પણ "જયાશંકરભાઇ ન રાખે તો આપણા-
થી કેમ મૂછો રખાય અને મોટાની હારમાં કેવી રીતે ખપી શકીયે," 
આ વિચારે કાકુનું હૃદય ઘેર્યું હશે.

સવારથી રાત સુધીનો કાકુભાઇનો પ્રોગ્રામ બને તેટલા વખત
સુધી જયાશંકરભાઇને ત્યાં પડયા પાથર્યા રહેવાનું હતું. સવારમાં ઊઠી,
ચાપાણીનું ઉકેલી પોતાની સ્વારી "ડીમ્ ડીમ્ નાદ સહિત" જયાશંકરના
ગૃહાભિમુખ ઉપડતી–પછી ત્યાં "આવો આવજો" મળે કે ન મળે.
જયાશંકરભાઈ હાજર હોય કે ગેરહાજર, અંદર હોય કે બહાર,
ન્હાતા હોય કે હજામત કરતા હોય, જમતા હોય કે સૂતા હોય
પણ કાકુભાઇ તો બહારને ઓટલે તૂટીફૂટી નેતરની ખુરશીમાં બેઠાજ
હોય, અને ત્યાં બસ તેનું કર્તવ્ય શું હશે? "સાહેબજી" કરે તેને
પોતે પણ "સાહેબજી" કરવું, "જય જય" કરે તેને "જય જય"
કરવું, સ્મિત ફરકાવે તેના તરફ પોતે પણ કાળજૂની ઓળખાણ
હોય તેમ માથું ઊંચે તુંબડી હલાવવી એ કર્તવ્ય તમે નિરખી કાકુ-
ની વ્યકિતવિશાળતા તરફ બીલ્કુલ અણગમો નજ દર્શાવો.

*            *            *

જયાશંકરભાઇએ સવારનું તાજુંજ છાપું ખોલ્યું. તુરતમાં
કાકુભાઇએ બીજુંજ છાપું ખોલ્યું. બન્ને જણ ગરકાવ થઇ ગયા.
જયાશંકરભાઇએ છાપા બહાર ડોકું કાઢી જોયું તો કાકુભાઇ ઊંડા
વિચારથી, પોતાના સમક્ષ હાથમાં ધરી, ઉંધીજ રીતે પકડી રાખેલા
છાપામાં કંઈ નીરખી રહ્યા હતા.

"કાકુભાઇ! બહુ થયું હવે, બહુ વાંચ્યું," જયાશંકરભાઇ
હસતાં હસતાં બોલ્યા.

"તમે વાંચો પછી મારે પણ વાંચ્યા વગર ચાલે?" કાકુભાઇ ઉમળકાસહ બોલ્યા.

જયાશંકરભાઇએ "બાલ્ડવીન" ચુંગી સળગાવી ત્યાં તો કાકુ-ભાઇના ખીસામાંથી લાગલીજ ઠીકરાની ચુંગી નીકળી-ને મ્હોંમાં "ફુક ફુક ચાલવા લાગી.

"કાકુભાઇ, તમે ચુંગીમાં કયી તમાકુ વાપરો છો?" એક વખત જયાશંકરભાઇએ પૂછ્યું.

"કાં! તમે વાપરો છો તેજ," કાકુભાઇએ સસ્મિત ઉત્તર આપ્યો!

ત્યાં તો નભોમંડલમાં વર્ષાઋતુનાં વાદળાઓ ગર્જના કરે તેમ જયાશંકરભાઇના પાડોશી ચન્દ્રવદન ત્યાં બેઠેલા હતા તે એકાએક બોલી ઊઠયા!

"કાકુભાઇ! બહુ ઠેસી તે શાના મારો છો? ખબર નહિં હોય જયાશંકરભાઇને કે તેમણે પી પી ફેંકી દીધેલાં સીગારનાં અર્ધા ઇંચનાં ઠુંઠાનોજ ભુકો કરી તમારી ચુંગીમાં વાપરો છો. બહુ બોલવું તે બેવકુફ ઠરવા માટે. માટે તમે તો ચુપજ બેસી રહો."

"કાકુભાઇ! સાંભળ્યું? ચંદ્રવદન શું કહે છે?" જયાશંકર ભાઇએ હસતાં હસતાં પૂછ્યું.

ત્યાં તો "હેં હેં હેં હેં" કરતા કાકુભાઈ બજરબટ્ટુ બોલી ઉઠયા, "એ પણ મને કોમ્પ્લીમેન્ટજ છેને!"

* * *

દરીયા સ્નાન વખતેઃ—

" કાકુભાઇ ! આપણા જેટલું અહંગ તરનાર બહુ થોડા હશે." જયાશંકરભાઇ બોલ્યા.

" ત્યારે શું ? આપણી જોડી સાથે ભાગ્યેજ બીજી કોઇ કોમ્પીટીશન કરી શકે," બોલતા જયાશંકરભાઇ પાછળ પાછળ તરતા ઊંડા દરીયા ભણી કાકુભાઇ ઘસડાયા. થોડીવારમાં સવાત્રણ બાલદી પાણી ગટગટાવી ગયેલ સ્થિતિમાં કાકુભાઇને ચાર જણાએ અંદર ઘસડાતા માંડ અટકાવી બ્હાર આણ્યા. શ્વાસોચ્છવાસની ક્રિયા કરી માંડ પાણી બહાર કાઢયું અને સવા મહિને પાછા બરાબર તન્દુરસ્તિમાં આવ્યા. તે દિવસથી કાકુ અને જયાશંકરભાઇની મિત્રાચારીના જડ જરા પોચા થયા અને છાપાં વાંચન, મસ્તકધૂનન ચુંગીપાન, દરિયાસ્નાન વિગેરેને તિલાંજલી મળી.



# અમારા મિત્ર દીનવદન.

ખરૂં જોતાં આ વાત હું લખવાનોજ ન્હોતો અને લખું છું તો યે બીજાની જાણ માટે તો નહિંજ. કારણ કે આ વાત ઉપરથી જે એક ભેદ ખુલ્લો પડે છે તેમાં મારા અંગત મિત્રનું હિત સમાયલું છે. આ બનાવ બન્યા પછી હું તો કેવળ નિસ્પૃહી, નિરોગી અને નિર્ગુણ બની રહયો છું.

આ બનાવનું મંડાણ તા૦ ૩૧ જાનેવારી ૧૯૨૫ ને શુભ દિન મંડાયું. મને તારીખ બરાબર યાદ છે કારણ કે તે દિવસે મારો પગાર થયો હતો. પૂરા રૂપીયા પંદર અને આના દશનો ખુડદો તે દિવસે હું પામ્યો હતો. આ રકમ પણ મને પાઇ પાઇએ યાદ છે કારણ કે તે પૈસા મેં મારા ગજવામાં મૂકયા હતા. અને ગજવામાં મૂકયા હતા તે મને બરાબર યાદ છે કારણ કે તે કયાંયે ખોવાયા ન હતા. અને મને એટલી પણ ખાત્રી છે કે જે ગજવામાં તે રૂપીયા મેં મૂકયા હતા તે સિવાય બીજા કોઇ ગજવામાં મૂકયાજ ન હતા કારણ કે મારી પાસે એક રાતી પાઈ પણ બચત પુગાંત ન હતી.

મારી યાદશકિતની તીવ્રતા ઉપર મલકાતો હું મારા ઘર ભણી ચાલ્યો જતો હતો. ચાલ્યો જતો હતો કે વીકટોરીયામાં હતો કે ટેક્ષીમાં જતો હતો તે મને આજે યાદ નથી. પણ એ જાણવાથી વાંચનારને શું લાભ થાય તેમ છે ? રસ્તામાં મારા મિત્ર દીનવદનનું ઘર આવતાં અચાનક બારણું ઉઘાડી તેમાં લાગલોજ પેઠો. અલબત તે ઘરમાંજ હતો. અત્યન્ત પ્રેમના ઉમળકાસહ તેણે મને પડુ પડુ થતી ખુરશી ઉપર બેસાર્યો.

મારી અને તેની ઓળખાણુ થોડાજ વખતની હતી. છતાં પણ અમારો જે ગાઢ પરિચય થયો હતો અને પ્રેમ જે પરિસીમાએ પહોંચ્યો હતો તે પ્રેમ સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાન્ત, કૃષ્ણુ અને સુદામા વિગેરે બેલડીઓમાં કદી નહિ વસ્યો હોય. અરે! આ પ્રેમ પાસે તો દ્રોણુ–દ્રુપદનો વિશુદ્ધ પ્રેમ પણ પાણી ભરે!

બારણામાં પગ મૂકતાં વેંત જે પ્રશ્ન મારી સમક્ષ ખડો થયો તેને માટે હું બીલકુલ તૈયાર ન હતો. ખરૂં પૂછો તો જપાનના ભયંકર ધરતીકંપ જેવા ધરતીકંપ માટે હું તૈયાર હતો. આભ તૂટી પડત તો હું આટલો ન ચમકત. 'ઠીક આવ્યા, જરા પાંચેક રૂપીઆ છુટા છે કે?"

"ના, છુટા નથી," મેં પતાવવા કહ્યું.

"ત્યારે પાંચની નોટ આખી હશે," વળી પ્રશ્ન પૂછાયો.

"હા......ના......હા," હું અચકાતો બોલ્યો.

"ત્યારે જરા અમસ્તાજ એકાદ દિવસ આપોની! કાલે સવારમાંજ ઘેર પહોંચાડી દઇશ," પાછો નિઃસ્વાર્થ પ્રશ્ન રજુ થયો. મારે શરમને માર્યે આપવીજ પડી.

આપતાં તો અપાઇ ગઇ પણ એ પાછી વળવાની નથી એમ હું કહી દીનવદનનું રૂડું નામ દફનાવવા ઇચ્છતોજ નથી. પણ એમણે જે જે લ્હેણાં દેણાં આખા ગામમાં કરેલાં એ સંબંધે ચોપડો ખોલી તપાસીશું તો માલુમ પડશે કે એના ચોપડાઓના પાનામાં જમા બાજુ આશરે પચ્ચીસેક પાનાં પૂરાં ભરાયાં હશે. અને ઉધાર બાજુનું પૂછતાજ નહિં! જે માણસને હિસાબમાં ફક્ત જમા બાજુજ

બતાવવાની હોય છે તે માણુસ કેટલો ભાગ્યશાળી હોઈ શકે તે કળી શકાય તેવું છે. દીનવદનને મન બેન્કમાં જમા બાજુ હોવી એ અનિશ્ચિત હતું. પોતાનાજ ચોપડામાં જમા બાજુનું સર્વ કંઇ એકત્ર કરતાં આપણા સમક્ષ જે રકમ દેખાય છે તે એટલી ક્ષુલ્લક છે કે દીનવદન જેવા ૧૮૫ રૂપીઆના નાના પગારદારને માટે તે આપવી અસહ્ય થઇ પડે. અને પોતાના ચોપડામાં જમા બાજુ એટલે તમને તુરત ખબર પડી ગઇ હશે કે એનો અર્થ તે દીનવદનને માથે રૂા. ૩૦૨૫–૧૦–૯ નું દેણું હતું.

હવે મારે આ બાબતમાં બીલ્કુલ ગભરાવાનુંજ નથી. દીનવદનના લેણુદારો ગભરાના ન્હોના તો પછી વાંચકે શા માટે ગભરાવું જોઇએ? કારણ કે દેણા સંબંધે દીનવદનની દાનત એટલી તો શુદ્ધ કે લેણુદારે, જ્યારે મરજી થઇ આવે ત્યારે "ડીમાન્ડ નોટ," અથવા "પ્રોમીસરી નોટ" રજુ કર્યા સિવાય પોતાનું લ્હેણું વસુલ કરી શકતા. અલબત્ત "ડિમાન્ડ નોટ," "પ્રોમીસરી નોટ" વિગેરે એવી નોટો જેવું કંઇ હતુંજ નહિં અને જમા બાજુવાળા ચોપડા જેવુંયે કંઇ હતું નહિં. પોતાના દેણાનું લીસ્ટ દીનવદનને કંઠસ્થ હતું. અને તે ગમે તે વખતે ગમે તે વ્યક્તિને કેટલું દેવાનું છે તે વગર વિચારે તુરત કહી શકતા.

મારા પોતાના લેણા સંબંધમાં હું તો બીલકુલ ચિંતાતુરજ ન હતો. મારો હિસાબ ચોકખો કરવા તો દીનવદન હરઘડી તૈયાર હતો. મેં તો જો કે એમની સચ્ચાઇનું પારખું કરવાજ, ખરેખર લેવાની ઇચ્છાથી નહિ, એક વખત તેમની પાસે મારા લેણાની વાત કાઢેલી. જવાબમાં, "જોને, હું તો સાવ ભૂલીજ ગયો. આજે સ્હાંજના ઓફીસમાંથી જરૂર લેતો આવીશ," પણ આખા દિવસનાં વ્યવસાયમાં

બિચારા ભુલીજ જતા. ત્યાર પછી તો મેં બહુવાર એમને યાદ નહિ દેવડાવ્યું હોય પણ "આજે તો જરૂર તમારે ત્યાં થઇને ઘેર જઇશ," "હજી તો અમારો પગાર ચૂકવાયો નથી," અમારી ફર્મનું નક્કી નથી "આ મહિને તો કંઈ બચત રહી નથી," આવી આવી અનેક અણધારી વિટમ્બણાઓને લઇને તેઓ સવાબે વરસ પછી પણ મારૂં સાડાપાંચ રૂપિઆનું દેણું નથી પતાવી શકયા. અને તે વાસ્તવિકજ હતું.

આ ઉપરથી હું એમ નથી કહેવા માંગતો કે તેઓ બીજાઓનું દેણું ભરતા ન હતા. ખચિત ભરતાજ હતા. દાખલા તરીકે મારા પાડોશી મિત્ર કુંજવિહારી સોલીસીટરના દીનવદન પાસે પચ્ચીસ રૂપિયાની ક્ષુલ્લક રકમ લેણી નીકળતી હતી. હવે તેના લેણા સંબંધમાં જ્યારે વાત નીકળતી ત્યારે દીનવદને કુંજવિહારીને એમ સમજાવ્યું હતું કે તેમણે બીજા ત્રણ લેણદારોનું લહેણું પતાવ્યાથી હાલ એમની પાસે કંઇ બચત ન હતી અને એ ત્રણ પતાવટમાં મારૂં કરજ પતાવ્યાનું કુંજવિહારીને કહેવામાં આવ્યું હતું. આવીજ રીતે કુંજવિહારીનુ કરજ પતાવ્યું હોવાથી આ માસે મારૂં કરજ નહિં પતાવી શકે એમ દીનવદને મને ઘણી વખત કહ્યું હતું. આ ઉપરથી આપણે જાણવું સાવ સહેલું છે કે દીનવદન મારા અને કુંજવિહારી સિવાય બીજા બધાનું દેણું ધીરે ધીરે ભર્યે જતા હતા. અને તે ઉપર જણાવ્યા પ્રમાણેજ.

દીનવદનના દેણા સંબંધે ધીમે ધીમે બધા નિશ્ચિંત થઇ ગયા હતા. કારણ કે "આપશું" કહીને તુરતજ તે વાત બદલી નાખતા. આવી રીતે અમારા સહાધ્યાયી, અને કુંજવિહારીના વડા ભાગીયા મનુભાઇ ભટ્ટ તેમના લેણાં સંબંધે નિશ્ચિંત થઈ ગયા હતા, તે

સંબંધે જાણવા જેવું છે. મનુભાઇની સવાસત્તર રૂપિઆની નાની રકમ દીનવદન પાસે લેણી નીકળતી હતી. મનુભાઇનો સ્વભાવ જરા ઉતાવળીયો એટલે એમણે દીનવદનની ધીરજની પીછાન ન કરતાં ઉછીના લીધેલા પૈસાની ચૌદજ મહિનાના ટુંક વખતમાં ઉઘરાણી કરી. હવે ઉછીના પૈસા લીધા પછી આટલા ટુંકા સમયમાં કોઇ ઉઘરાણી કરે તો શું દીનવદન જેવા મોભાદાર ગૃહસ્થને માઠું ન લાગે? "શું પૈસા ખાઇ જવાના છીએ?" "હજી તો પૈસા લીધાને તો ટુંક સમય થયો ત્યાંજ અધીરાઇ?" "તેમ છતાં ઉતાવળે પૈસા જોઇતા હોય તો સ્મોલ કોઝ કોર્ટ છે ખુલ્લી," આવા સરળ, થંડા વચનોથી મનુભાઇને વધાવી લીધા. અન્તે પોતાના લેણાં સંબંધમાં છેલ્લા અઢી વરસ થયાં મનુભાઇ તદ્દન નિશ્ચિંત થઇ ફરે છે. અને લેણાની વાત ફરી દીનવદન પાસે ઉચ્ચારતાજ નથી

દીનવદનની આવી નરમાશ, ખાનદાની, ગ્રહસ્થાઇની એક ઉદ્ધત લેણદારને ઓળખ નજ થઇ. આ લેણદાર વાર્ષિક સવા રૂપીઆના લવાજમના એકાદ જ્ઞાતિપત્રકનો નચ્ચિસ તન્ત્રી હતો. દીનવદનની વાંચવાની ધગશ એટલી હતી કે આ જ્ઞાતિપત્રકના ગ્રાહક હતા. આ ઉપરાંત એક દિવસ માટે વાંચવા ઉંચકી લાવેલાં માસિકો, અઠવાડીકો, દૈનિકો અને પુસ્તકોનો પણ સંચય ઘરમાં ઠીક રાખ્યો હતો.

અલબત્ત તંત્રી મહાશયે શરૂઆતમાં તો પૂરી ગ્રહસ્થાઈજ બતાવેલી અને રાબેતા મુજબ દીનવદન પાસેથી લવાજમ પહેલાંથી વસુલ કર્યા વગર માસિક મોકલવું શરૂ કર્યું. દીનવદનનો વિચાર વર્ષની આખરેજ લવાજમ ચૂકવવાનો હશે. વર્ષ પૂરૂં થતાં લવાજમની ઉઘરાણી થઇ. દીનવદને આમાં તંત્રીની પૂરી નફટાઈ જોઈ અને

લેણાની ઉઘરાણી કરે એવા હલકા મનુષ્યનાં લખાણો નજ વાંચવાં આવું મનમાં ઊગી આવતાં બીજે વર્ષથી પત્ર બંધ કર્યું. પણ ખામોશ, વાંચક એમ ન સમજી લે કે નફ્ટ તંત્રીએ પહેલા વર્ષનું લવાજમ માફ કર્યું. તેણે ઘેર, ઓફીસે વિગેરે સ્થળે દશ વીશ આંટા ફેરા ખાધા, પણ ઉપર જણાવ્યા પ્રમાણેની મુસ્કેલી તંત્રી જોઇજ ન શકયા. બીચારા ખર્ચાળ દીનવદન પાસે આ મહિને તો બચત એક પાઇ પણ ન હતી. એટલે દીનવદને નરમાશથી સ્મૉલ કૉઝ કૉર્ટનો રસ્તો સુઝાડયો. ઘરમાં ઘરવખરી ખૂબ હતી. બે ત્રણપગી ખુરશી, એક ચોપગો, છત્રીવાળો પણ મચ્છરદાની વગરનો આડોતેડો ખાટલો, સ્હાડાત્રણપગું ટેબલ અને સવાત્રણ ગોદડાં. આટલુંજ રાખવામાં રહસ્ય હતું. ગાંધીજીનો ત્યાગ દીનવદનમાં ઓતપ્રોત હતો. બાકી નવ નવ માસનું ભાડું ચડાવી, રાતોરાત બીજા ઘરમાં ગુપચુપ ચાલ્યા જવું હોય તો દીનવદનને આટલું થોડું ફરનીચર બહુ સહેલાઇથી લઇ જવું સુગમ પડતું. દીનવદને સ્મૉલ કૉઝ કૉર્ટનો રસ્તો તન્ત્રીને બતાવ્યો પણ અજ્ઞાન તન્ત્રીને તે રસ્તો સુઝયોજ નહિં. કારણ કે સ્મૉલ કૉઝ કૉર્ટ દીનવદનની ઘરવખરીની હરાજી કરે તો તન્ત્રી જેવા અઢી માણસનુંયે કરજ ન પૂરાય અને બીજા લેણદારો રવડી જાય. આ વિચારથી તન્ત્રીએ દીનવદનના ઘરના બારણા સામે ભયંકર તપ આદર્યું. ત્રણ-ચાર-અને આખરે છ કલાક વીત્યા. રવિવારનો દિવસ, દીનવદનની આરામની ઇચ્છા, તન્ત્રીનું ભયંકર તપ, નાલાયકી અને બેવકૂફ઼ઇ, દીનવદનની પત્નીનો ફુંફાટ, આ આકસ્મિક સંજોગો એવા એક પછી એક સાનુકુળ થયા કે દીનવદને પોતાની અહસ્થાઇ સરી પડતી જોઇ. તે ગૃહસ્થાઇ ચાલી જાય તે પહેલાંજ ઊભા થયા, નીચે ઉતર્યા. તંત્રી મહાશય તો ઘોર તપમાં બોલ્યા ચાલ્યા વગર આઠ

કલાક થયાં બેઠાજ હતા. રાતના નવ વાગે દીનવદન ઘેર આવતાં, તંત્રીને હજી બેઠેલો જોઇ દયાથી ગળગળા થઇ ગયા. તંત્રીને ઊઠાડી હાથમાં સવા રૂપીઆ રોકડા મૂકી, ઢીલ થઇ તે માટે માફી માગી. તન્ત્રીનો આમ તપનો અચાનક અન્ત આવ્યો. તન્ત્રીએ .ગૃહસ્થાઈ ગુમાવી–દીનવદને આણીને વખતે સાચવી રાખી.

પણ તન્ત્રીની તો આ નફ્ટાઇની હદ કહેવાય. તન્ત્રીએ પૈસા તો મેળવ્યા પણ દીનવદનની મિત્રાચારી ખોઇ, પોતાના સાડત્રીસ ઘરાકોમાંનો એક મોટો ઘરાક ખોયો. આ પ્રમાણે દીનવદનની "ખફ્ફા ખંજર" છાતીપર ઝીલવા કોઇ લેણદારની હિંમત ન ચાલી પણ એટલું ખરૂં કે આ લેણદારો પોતાના ત્યાગ સ્વાત્માર્પણ અને નિઃસ્વાર્થતાથી દીનવદનની મિત્રાચારી જરૂર જાળવી શક્યા.



# મિત્રોને ચ્હાપાર્ટી.

## એક દૃશ્ય.

### પ્રાસ્તાવિક.

ચ્હાપાર્ટી માટે તૈયાર કરી રાખેલ એક ચોરસ મોટું Dinner ટેબલ. ઉપર ટેબલકલૉથ. તેની ચોપાસ એક મુખ્ય Host ને માટે ટેબલના મથાળા ઉપર મોટી ખુરશી તથા નિમન્ત્રિત થયેલા ૭ મિત્રો માટે બે લંબાઇ બાજુ ત્રણ ત્રણ ખુરશીઓ. ખુરશીઓ સાચી ગોઠવવાની નથી. ઉંધા વાળેલ ખાલી ડબા, યાતો સ્ટૂલ ઉપર એકેક માણસ બેસી જાય. પોતાના બંને હાથ ખુરશીના પાયાની જેમ શરીરથી કાટખુણામાં ધરી રાખે. ઉપર ચાદર વિગેરે બીછાવી આબાદ ખુરશીનો ખ્યાલ આપવો. આ પ્રમાણેની ૭ ખુરશીઓ.

ચ્હાપાર્ટીના સરંજામમાં એક Host તથા પાંચ મિત્રો મળી ૭ કપ રકાબી તથા એક કીટલી. બની શકે તો સરંજામ જેટલો વધુમાં વધુ તૂટેલ ફુટેલ મળે તેટલો લેવો. કીટલીને તળુંજ ન હોય તો બહેત્તર.

ચ્હા પીરસનારા ખૂબીદાર હોવા જોઇએ. પીરસવા આવતી વખતે તેઓનું એક્ટીંગજ વધારે હાસ્યજનક બનાવવું ઇષ્ટ છે. બે જણા હશે તો ચાલી રહેશે.

Host પહેલો દાખલ થાય છે અને ઉપર મુજબ સભા સમક્ષજ ખુરશીઓની દેખીતી ગોઠવણ કરે છે. એટલે પ્રેક્ષકને હાસ્યનો

ખરો ખ્યાલ આવે. માત્ર મહેમાનો ન્હા પીવા આવે તેજ આ યુક્તિ ન જાણે.

Host કાચ વગરનાં ચશ્મા પહેરે છે. ચશ્મા પહેરતી વખતે ખાસ હાવ ભાવ આવવો જોઇએ. કાચ નથી એ સર્વેએ ખાસ જાણવું જોઇએ.

પ્રથમ હાસ્ય તો Host ની રચના ઉપર થાય. ગોઠવણી કરતી વખતે તે અનેક ચાળા દ્વારા ગોઠવી-વળી પાછી ફેરબદલી કરી-પ્રથમ પ્રમાણેજ પાછું ગોઠવે, વળી બદલાવે-આ પ્રમાણે કરવાનું છે.

મિત્રો આવ્યા. સહુ અકેકેક ખુરશી ઉપર ગોઠવાઇ જાય છે. હાસ્યની ખુબી તો એમાં છે કે મિત્રો આવી Host ની મશ્કરીની ગંધ પહેલેથી લઇ દાખલ થાય છે એટલે તેઓ જ્યારે Host રૂમની બહાર જાય છે ત્યારે રૂમમાં બધું ઠીકઠાક છે કે નહિ તથા ટેબલ નીચે, ચોપાસ કંઇ મશ્કરીને પુષ્ટી મળે નહિં એવી બધી ચોકસાઇ કરે છે. ફકત ખુરશીઓમાં રહેલું ગુપ્ત રહસ્ય તેઓ કળી શકતા નથી એટલે તેઓ દહેશત વગર નચિન્ત મને ખુરશી ઉપર ગોઠવાઇ જાય છે.

### પ્રથમ દૃશ્ય.

પડદો ઉપડે છે. ઝોલાં ખાતો Host બેઠો છે-રૂમની તૂટેલી એક ખુરશી ઉપર.

Host : (દાખલ થાય છે.) (ચશ્મા આંગળી ઉપર ફેરવતો.)

**Morning & Night My pockets are tight**
**Still friendly host propose the toast,**

That's very bad indeed, Alas! oh!
That's very Sad indeed—Morning etc.
Prithee! Oh Prithee! do show me some way,
That friends compel to change their say.

(Thinking)

That's very bad indeed. Alas! oh!
That's very Sad indeed—morning etc.

(Thinking)

I will be done, if friendly fun
Won't warp this flies away.

So feast, a feast, a giant feast
Should feed this friendly sway.

(ચ્હા પાર્ટી માટે ગોઠવણ કરવા માંડે છે.)

Host:-જીગર મિત્રોની ચ્હા ઢીચવાની ઉત્કૃષ્ટતાને ઉચ્છેદ કરવી તે મારા જેવા કડકાબાલુસનું યે કામ નથી. કારણ મિત્ર એ તો મિત્રજ. અસ્મિન્ જગતિ તસ્માત્ યદી જો મિત્રો હોઈ શકે તો આવા ચાપાણી ખાતરજ. શ્રી ગીતાજીમાંયે આ રહ્યું વચન શ્રી કૃષ્ણ પરમાત્માનું :—

**सर्वस्य चाहं हृदि सन्निविष्टः मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च**

સર્વસ્ય ચાહં એટલે સર્વનો ચા થઇ બેઠેલો એવો અહં એટલે હું હૃદયમા પ્રસન્નતાપૂર્વક રહું છું અને મારાથી કરીને સ્મૃતિ, જ્ઞાન અને અપોહન સંભવે છે.

ત્યારે જો ચ્હા એ પરમાત્માનો પચ્ચીસમો અવતાર હોય તો તેનું વિડમ્બન કરવું એ શે સહ્યું જાય? કારણ મ્હાદેવને અપમાન એટલે વિધિચક્રના નિયમનો પલટો.

વળી વધુ પૂરાવામાં ભર્તૃહરી પણ લખી ગયા છે કે:—

**न चापि काव्यं नवमित्यवचम् ।**

**न चापि** કહેતાં જો ચ્હા ન પીધી હોય તો "નવમ્ કાવ્યમ્" એટલે નવું કાવ્ય બોલવું કે લખવું નહિં.

મિત્રમંડળમાં તો નત્યાન્ નવાં નવાંજ કાવ્યો કથાય છે. જીંદગીનાં નવાં નવાં પ્રકરણો ખોલાય છે. જગતની સપાટી ઊપર અસ્તિત્વમાં રહેલી પ્રત્યેક વ્યકિતનું કચુંબર કરાય છે. નિર્દોષ વિદ્વદ્ગોષ્ઠિથી અનેક વાર્તાલાપનો ખુડદો સંભવે છે એટલે જ્યારે જ્યારે મિત્રો એકઠા થાય ત્યારે જીંદગીનો કો વિરલ આદેશ, અમુલો કો આદર્શ; વિણ કથ્યો કો સંદેશ, આવું કંઈ ઉપયોગીજ સધાય છે. માટે મિત્રોને ચ્હા પાર્ટી આપવી એમાં અનેક મૂર્તિમંત **बडा बडा माहु** સંમત છે તો મારે કાં ન આપવી? **हा महत्त्वांचा प्रश्न उपस्थित झाला आहे—होय ।**

આટલું બસ નથી. વળી ભવભૂતિ પોતાના ખુદ માલતીમાધવ નાટકમાં લખી ગયા છે કે:

**प्रियङ्गुश्यामाङ्गं प्रकृतिरपि चा पाण्डुमधुरम् ।**

અર્થાત્ પ્રિયંગુ જેવી શ્યામ દેખાતી છતાં ચાનો તૈયાર કરેલો રૂપ પાંડુ કહેતાં સફેદ અને મધુરો કહેતાં મીઠો જણાય છે.

આજે હું એટલું પૂછું કે ભવભૂતિ ચ્હા પીતા કે નહિં? પણ એટલું તો ખરૂં જ કે ભવભૂતિના સમયમાંએ ચ્હાનું અસ્તિત્વ તો હતું જ.

ગૂઢ પ્રશ્નનું આટલું નિરાકરણ કર્યા પછી જગતની ચ્હાની ઉપર ચ્હાનો આટલો પ્રચાર એ અતિ આવશ્યક, લાભકારી અને ઇચ્છિત ફલપ્રદ ગણી શકાય. અર્થાત્ પ્રત્યેક મનુષ્યે પોતપોતાના મિત્રો ને ચ્હાના ભરેલા પીવડાવવા એ કદી અસ્થાને અને અનુચિત નજ ગણાય. કિંતુ,

Morning & Night
My Pockets are tight; etc.
પાછું આખું ગાયન ફરી બોલવાનું.
(આટલું બોલ્યા પછી ગોઠવણ પૂરી કરી નાખવાની હોય છે.)

*            *

પાંચ મિત્રો દાખલ થાય છે.

કવિ, કમ્પની નિયામક, મ્યુનિસિપલ સભ્ય, વડી ધારાસભાનો સભ્ય તથા સત્તર ટ્રસ્ટનો ટ્રસ્ટી.

(બધા ગોઠવેલ બેઠકો ઉપર બેસી જાય છે.)

કવિ—મિત્રવર્ય અમને આમન્ત્રીને ઉપકૃત કીધા આપે—પણ—પણ—નિમન્ત્રણ પ્રેમીનિ[illegible]શાના? (ધીમેથી બોલવાનું.)

ક. નિ. [illegible] [illegible] નામ [illegible] પેલા સર. [illegible] ચાંચ[illegible]નું. આજે સાહેબ આ [illegible] અમારી કમ્પનીના ડાયરે[illegible]

કટરોની મીટીંગ બોલાવી કહાડી કામકાજનું તો સમજયા પણ હું થયો મિનિટ બેજ લેટ ને કામ બધું ખતમ! બે મિનિટમાં ત્રણ ત્રણ મહિને ભરાયેલી કમ્પનીના ડાયરેકટરોની મીટીંગનું કામ ખતમ! સાલ્લુ ધત્તીંધજ ચાલે છે ને જગતમાં, અને બે મિનિટ મોડો થીયો તેમાં તો પ્રમુખ સાહેબનો પિત્તો ઉકળી ગયો. એવણુ સાહેબે કેહયું કે પધારો મી. ફીદામોરાદને પછી ઠાવકું મોન્હું રાખને કેયચ–બાવા તમે તો લેટ કેમ? તમો તો બરાબર ટાઇમસરજ આવી લાગા છો–હજુર ડાયરેકટરની ફી વંટાવી બાકી છે તે માટે તો તમારે કંઇ ગભરાવાનું નથી બાકી કમ્પનીનું કામકામ તો ખલાસ થઇ ગયું છે. સારી દુનિયામાં આવુંજ ધત્તીંગ ચાલે છે તો બંદા તો ફી પોકેટ કરી સર ચાંચડખાઉને સલામ કરી ચાલી નીકળ્યા.

મ્યુ. સ.—આજે કચરાપટ્ટિજીની હડતાળ છે. તી જાણે કે અમે લોકો કેમ સારા મુંબઇનુંજ ઝાડુ નીકાલવા જવાના હોઇએ. પ્રમુખ સાહેબ! હું પોઇન્ટ ઓફ ઓર્ડર રજુ કરૂં છું અને તમારૂં રૂલીંગ માગું છું. અમે ખસુસ મુંબઇનું ઝાડુ કાઢવા જવાના નથી.

ક. નિ.—આઇરે મારા! અહિં કંઇ મ્યુનિસિપલ હોલમાં નથી ચક્કી પીસતા સ્હમજ્યા. તમે અત્યારે મિત્રમંડલમાં સ્હાપાન અર્થે પધારેલા છો.

મ્યુ. સ.—માફ કરશો મને. મારાથી ભૂલાઇજ ગયું કે હું કયાં છું! પણ ખરેખર (નિસાસા નાખી) આજે તો અમારી અસાધારણ મીટીંગમાં એક સભાસદ ઝાડુ લઈ પેલા વછવછીયા મદ્રાસી સભાસદ વંકટાપૈયા ઇલળી વારાહાલાજુલુ રામાઇયરની પાછળ લાગેલા.

સારૂં થયું મ્યુ૦ કમીશનર વચમાં પડયા. નહિં તો મદ્રાસ ગવર્નમેન્ટ ગુડુ ગુડુ, નેકીર ગીલ્લીળા કુડારા અંકુગંકુ પતાયાન્યા બાન્ડ્રા લોકલા થઇ જાત.

(બધા હસી પડે છે) (મ્યુ૦ સ૦ જે ખુરશી ઉપર બેઠેલ છે તેમાં ગુપ્ત રહેલ શખ્સ ચાદર સમેત ચાલ્યો જાય છે. સભાસદ બેસ-વા જતાં ખાલી ડબો જૂએ છે. વિસ્મયતા અને ખુરશીની ગોતા ગોત અંતે હાસ્ય ઉત્પન્ન કરી, ન છૂટકે ડબ્બા ઉપર બેસી સંતોષ માનવો.)

**ધા. સ.**—(બેઠેલ ખુરશીમાં રહેલો સખ્સ પોતાના હાથવતી સભાસદના પેટમાં ધુંબો ઠબકાડે છે. વાગેલ મારથી ગુસ્સે થઇ) મારે અત્રે બોલવું જોઇએ કે મારા પેટમાં જાદુઇ ગુસ્સા કોણ ઠોકી રહ્યું છે?

**ક. નિ.**—ભાઇ રે! ગુસ્તા તે અહિં કોણ મારવા આવ્યું? શું કંઇ ડાગળી તો નથી ચસકી ગઇને? તમારા પેટમાં દુખતું હશે. પેટમાં જાળવીને હવે વધુ કંઇ પેટમાં ઘાલજો, નહિં તો પેટમાં "Fermentation" થાશે ફરમેન્ટેશન.

**ધા. સ.**—(જેના પેટમાં બીજો ગુસ્તો પડે છે) વોઇ વોઇ વોઇ! ઉ...ઉ...ઉ હવે તો હદ થઇ. માનવંત-હોસ્ત! હું મરી ગીઓ. આય તારી ખુરશીનો હાથો જોની! વારંવાર ધડ ધડ પેટમાં લાગ્યાજ કરે છે.

**Host**—અરે વાહરે! ઠીક નામ બદનામ કરવા આવ્યા છો, એક તો મારે તમને મ્હા પાવી અને વળી કડવું થાવું? (વેઇટરને)

ચાલ ભાઇ ચાલ! ઝાંસ આ બધાને ઊંકાળો કે ગટરમાં રેડી રેડી ચાલવા માંડે. હું તો હાર્યો ભાઇ આવા મિત્રોથી. મ્હા પીતાં પીતાં જશને બદલે જોડા.

( વેઇટર મ્હા લઇ આવે છે )

**ટ્રસ્ટી**—તમો બધાય રજા આપતા હો તો હું હવે જાઉં. શેઠ મખ્ખીચુસ મડદાકલાસના ટ્રસ્ટની આજે મીટીંગ છે; ગયા વગર છૂટકો નથી.

Host—ભાઇ! એમ ન ચાલે પણ, કાર્યક્રમ અગત્યનો ન હોય તો આજે ન જાઓ.

**ટ્રસ્ટી**—કાર્યક્રમ ઘણોજ અગત્યનો છે અને હું ન જાઉં એટલે આખું ટ્રસ્ટ રસાતાળ થઇ જાય: મારી હાજરી ન હોય તો ટ્રસ્ટ ક્યારનુંયે સૂઇ ગયું હોય અને પૈસા વેડફાઇ જાય આજે એક જમીન ખરીદનું લખત થવાનું છે અને તે જમીન ઉપર મકાનમાં શેઠ મખ્ખીચુસ મુડદા કલાસનો એક મુકરબો ઊભો કરવો છે.

**ધા. સ.**—એ તો પેલી જમીન કે જે દલાલ દલ્લાખાઉએ હમણાં પોતાને નામે લીધી.

**. સ.**—અને તે દલાલે ફકત દસ હજારનો પ્રોફીટ લઇ શેઠ મકનદાસ માકડમારને હવડેજ સુપરત કીધી.

કવિ—

જીગર કયમ ચાલતાં ઇન્સાનનાં આવાં ખરચ કરતાં?
ખરચમાં ફરક તો એ છે, કમીશન ઓછાંયાં ખાતાં!

ટ્રસ્ટી—

ગટાગટ ચાના ઘણા પ્યાલા ને સફાચટ ચેવડા ખાવા
કવિશ્રો ! આપના ગાવા મહિં આ શી મજા થાવા ?

કવિ—પણ મી૦ શીદામોરાદ તમો પોતે કેટલીક કમ્પનીના ડાયરેક્ટર બન્યા છો.

મા. સેક.—મૂકને વાત ! એમાં શો ફાયદો ! ફક્ત પાંચેક જાનેવારી ખાસ સેવક ગણવામાં અધરાવેચ.

Host—ચાલો ભાઇ ચાલો હવે ન્યાય આપો આ નવીન વસ્તુને.

ટ્રસ્ટી—ચાલો બધા ઊઠી આજના હોસ્ટનો ટોસ્ટ પ્રપોઝ કરીયે.
(બધા ઊભા થાય છે અને પાછળથી ખુરશી ખસી જતાં ધબમ)



# ચવ—ચવ.

### એકજ ઈનામ

એક ફોજદાર પોતાની ટુકડીની આંખે બહુ આવ્યો હતો. નદીમાં પૂર આવ્યું ત્યારે તે ભાઇ સાહેબ તણાયા પણ કોઇ તેની વ્હારે આવ્યું નહિં. પણ લપાતો એક નવોજ રહેલો સીપાઈ આવી ચડયો ને તેને બચાવ્યો.

"તને શું ઇનામ આપું ?" ફોજદારે ખુશી થઇ પુછ્યું.

"તમે ચૂપ રહો એટલું હું ઇચ્છું છું."

"એમ કેમ ?"

"કારણ મેં બચાવ્યો છે એમ બહાર પાડશો તો હું તમારી પેઠે સહુની આંખે આવી જઇશ." ફોજદાર સમજી ગયો.

---

### અત્યારે ને અત્યારે

હોટલનો માલેક ગડબડાટથી જાગી ઊઠયો.

"કોણ છે ?" તેણે પૂછ્યું.

"મારે બીજી ઓરડી જોઇએ છીએ", એક હોટલમાં રહેનાર મુસાફર બોલ્યો.

"અરે ! અત્યારે તો સુઇ જાઓ નિરાંતે, સવારે બધું થઈ પડશે.

"નહિં પણ મારે તો અત્યારેજ ઓરડી જોઇએ."

"તમારે ઓરડી એક તો છે."

"પણ તેમાં આગ લાગી છે", મુસાફર બોલી ઊઠ્યો.

———

## મીઠામાં બોળી બોળીને ખાય

બે ધનાઢ્યને કૃષિકારનો ધંધો પસંદ પડ્યો. સવાર સાંજ પોતાના બંગલાની આસપાસનાં મેદાનમાં હળ ફેરવવા લાગ્યા અને શાકભાજી વાવી. આખરે એક દિવસ બન્ને મળ્યા. એક બોલ્યોઃ—

"મારા મૂળા ખૂબ ફાલ્યાં છે. તારા બટાટાં કેમ છે?

પણ ભલા, મારા મૂળા તો રોજ ઉંદર આવી ખાઇ જાય છે તેનું શું કરવું?"

"મૂળાની આસપાસ મીઠું છાંટ એટલે ઉંદર નહિં આવે." બીજાએ શીખામણ આપી.

બીજે દિવસે બન્ને મળ્યા.

"આજે કેમ છે? કોઇ ઉંદર આવ્યો?"

"અરે! આજે તો બહુ બની. રોજ તો ઉંદર એકલા મૂળા કરડી જતા હતા. આજે તો તેઓ મીઠામાં બોળી બોળી ખાય છે!"

———

## જગતની નજરે

(૧) લંડનમાં બાવીશ દૈનિક પત્રો છે.

(૨) પોસ્ટ ઓફીસમાં સેવીંગ્સ બેન્કમાં લંડનમાં ૧૩,૫૦૦,૦૦૦ મનુષ્યોએ નાણાં મૂકયાં છે.

(૩) ઇંગ્લંડમાં સરેરાશ ૫૧ વરસનું સહુનું આયુષ્ય છે.

(૪) લંડનમાં ૩૩ નાટકશાળાઓ છે. ન્યુયોર્કમાં ૪૯ છે.

(૫) ગયા વર્ષમાં લંડનમાં ૧૫૭ નવાં નાટકો બ્હાર પડયાં હતાં.

(૬) હસવામાં ૧૩ સ્નાયુઓની જરૂર પડે છે. ક્રોધમાં ૬૪ ની જરૂર પડે છે.

——(૦)——

**અજબ જાદુગર**

બે બદમાશ લુચ્ચાને એક ભલા માણસે જમવા બોલાવ્યા. પીરસવામાં રૂપાની ચમચીઓ મૂકવામાં આવી.

બન્ને છાની વાતો કરવા લાગ્યા. "હું એક ચમચી ખીસામાં તફડાવું છું."

"ના, ના, એક તો મેં ક્યારનીયે બૂટમાં સેરવી દીધી છે," બીજો બોલ્યો.

આ છાની વાત પેલો ઘરધણી સાંભળી ગયો. મહેમાનો જયારે જમી ઊઠયા ત્યારે તેણે એક ખેલ કર્યો.

"ભાઇઓ, આ એક રૂપાની ચમચી છે. તે હું ઉડાવી દઉં છું અને તે આપણા મહેમાનના બૂટમાં આવી જશે, રામ, જો તો." મહેમાને સંતાડેલી ચમચી આપી દેવી પડી.

——:o:——

**ઓરડી પસંદ ન પડી.**

પરદેશમાંથી એક ગરીબ માણસ મુંબઇમાં આવ્યો. એક મોટી હોટલમાં જઇ ચડયો. "મી......તમારી હોટલમાં ખાલી રૂમ છે કે?"

"હા" હોટલના માલેકે જવાબ દીધો.

"શું ભાડું છે?" પેલા ગૃહસ્થે પૂછ્યું.

"જેવો મજલો, પહેલો મજલો ૨૦ રૂ., બીજો અઢાર, ત્રીજો પંદર, ચોથો બાર, માસિક ભાડું. ખાધા ખરચ નોખો."

"ગૃહસ્થે પોતાનો સામાન પાછો ટેકસીમાં લઈ જવા પોર્ટરને કહ્યું."

"કેમ, તમને રૂમો ન પસંદ પડી?"

"ના, કારણ તમારે ત્યાં આથી બમણી ઉંચાઈનું મકાન હોત તો મને સૌથી ઉપલા માળનું ભાડું ઠીક પડત. હું જાઉં છું," કરી ચાલતી પકડી.

---

## સાચની શીખામણ.

"તારા જુઠાણાંથી હું બહુ કંટાળ્યો છું. જુઠું બોલવાથી પાપ થાય છે."

"કેમ, કનુ, હવે જુઠું બોલીશ?" બાપા શિખામણ આપવા લાગ્યા.

"ના, બાપા, હું હવે જુઠું કદિ નહિ બોલું."

"જા, જો, ત્યારે, આપણું બારણું કોણ ઠોકે છે. જો ભાડાવાળો ભૈયો હોય તો કહેજે કે બાપા ઘરમાં નથી."

---

## [illegible] કેમ ન સાચી?

ધોબી તળાવ છોડ્યા કેડે બોરીબંદર ભણી ટ્રામ દોડ્યે જતી હતી; ત્યાં ચાલતી ગાડીએ એક સુટ પહેરેલ ગૃહસ્થ ઉતરતાં નીચે

ચત્તાપાટ ગબડી પડયા. ટ્રામ તો કયાંયે દુર નીકળી ગઇ. કંડકટરે તે ગૃહસ્થને પડતાં જોયેલ. તે બીચારો પોતાના ઉઝરડા તથા માથું પંપાળતો માંડ ઉભો થયો.

થોડા વખત વીત્યા કેડે તે ગ્રહસ્થે દોટ મુકી તેજ ટ્રામ પકડી પાડી, પેલા કંડકટરને ગાડી ન ઉભી રાખવા માટે તતડાવવા માંડયો.

"તેં મને પડતાં ન દેખ્યો ?" તેણે ડોળા કહાડી પૂછયું.

"દેખ્યો તો ખરો,"

"ત્યારે ગાડી કેમ ન ઉભી રાખી ?

"ઉભી ? મને શું ખબર પડે કે તમારે ચાલતી ગાડીએ ચડવાનો પ્રયાસ કરી બીજી વખત ધુબાકો મારવો હશે, નહિં તો હું જરૂર ઊભી રાખત."

—:*:—

## અજબ ગેરહાજરી.

એક કોલસાની ખાણુમાં મજુરો ચોવીસ કલાક કામ કરતા. દિવસની એક મજુરીની ટોળી રાત્રે સુવા જતી અને બીજી ટોળી કામે લાગતી. દિવસની ટોળકી રાત્રે સુવા જતી તેમાં બે નાના છોકરાઓ હતા.

"વીજળીના દીવા બહુજ આંખને આંજે છે, સુવાજ દેતા નથી", એકે કહ્યું.

"પણ મેં તો મારી ઓરડીના કાચને મશી લગાવી દીધી છે. તું પણ એ પ્રમાણે કર."

પેલાએ તો પોતાની રૂમના કાચને કાળી મશી લગાવી દીધી.

રોજ તો દીવાના તેજને લઇને તે વખતસર ઊઠી પડતો.

એક સવારે ઊઠીને તે કામ પર ગયો.

"કેમ મીઠા, કયાં હતો?"

"કેમ સાહેબ, હું મારી રૂમમાં!" પેલો ગભરાઇ બોલી ઊઠયો.

"સાહેબ, કાલ અને પરમ દહાડે તો હું હાજર હતો?"

"જારે જા."

"પણ પાડોશીને સાક્ષી આપવા બોલાવતાં તેણે ખરી હકીકત કહી કે મીઠાએ ત્રણ દિવસની ઊંઘ ખેંચી કહાડેલી.

ખરી બીના તો એજ કે કાચ અંધારા હોવાથી, ઓરડીમાં હજી અંધારૂંજ છે અને મધરાત છે એમ ધારી પેલા છોકરાએ ઊંઘ્યાજ કર્યું. જ્યારે જાગે ત્યારે અંધારૂંજ દેખે. એ પ્રમાણે તે ત્રણ રાત સુધી અને બે દિવસ સુધી ઊંઘ્યો.

---

## ચોરનો ભાઈ બંટી ચોર.

યુનાઇટેડસ્ટેટસમાં ન્યૂસપેપરવાળાઓને રેલ્વે ગાડીમાં કાર્ડ તપાસી મફત આવવા જવા દેવામાં આવે છે.

આ પ્રમાણે ગોઠવણનો લાભ લઈ એક છાપાનો ખબરપત્રી રેલ્વેમાં ચડી બેઠો પણ કંડકટરને જણાવ્યું કે તે પોતાનું કાર્ડ ભૂલી ગયેલ છે.

"કયા છાપાના તમે ખબરપત્રી છો?" કંડકટરે પૂછ્યું.

"દૈનિક......છાપાનો ખબરપત્રી છું."

"ઠીક, ત્યારે આજ છાપાનો ખુદ તન્ત્રી બીજા ડબ્બામાં બેઠેલ છે ત્યાં ચાલો, તે તમને ઓળખી ખાત્રી કરી શકશે."

"ચાલો ત્યારે", બોલી મુસાફર પેલાની પાછળ ચાલ્યો.

વિમાસણમાં તો પડયો કે બૂરા હાલ થશે.

ત્યાં જઇ કંડકટરે પૂછયું એટલે પેલાએ કહ્યું.

"હા એ મારા ખબરપત્રી છે."

કંડકટર જતો રહ્યો.

પેલો ખબરપત્રી ઉદાવગીર હતો. તેણે તે તન્ત્રીના જુહાણા માટે ઉપકાર દર્શાવ્યો.

"હા, એ બધું તો ખરૂં," તે તન્ત્રી બોલ્યો, "પણ ખરૂં પૂછો તો હું પણ તે દૈનિક છાપાનો તન્ત્રી નથી."

———:*:———

**અજબ ખોટકો.**

સ્ટેશનમાં રેલ ગાડી ઘણો વખત થયાં અટકી હતી. કલાક દોઢેક વીત્યા પછી મુસાફરો મુંઝાયાં.

"અહિં તો ઊંઘ લઇ મોહોંટયા કે શું?" એક બોલ્યો.

"શું કંઇ ખોટકો તો નથી થયો ને?" બીજો બબડયો.

"અહિં તો ગામમાં બફાઇ મૂઆ", ત્રીજો ગણગણ્યો. ત્યાં ગાર્ડ સાહેબ કાંઇક ખાવતા ચાવતા આવ્યા.

"કેમ ગાર્ડ સાહેબજી, કેટલી વાર છે?" ચોથાએ પૂછયું.

"હવે થોડીક વાર છે", ગાર્ડ સાહેબ મ્હોંએ બોલ્યા.

"શું ખોટકો થયો છે?" બધા બોલી ઊઠયા.

"નારે ના, કંઇ ખોટકો નથી. પણ આ મોંમાં મૂકેલું આખું સુરતી બટર બીસ્કીટ ચવાઇ રહે ત્યારે વીસલ દઉને!" આખી ગાડીમાં ખળભળાટ!

—(૦)—

## સંપલ રૂડાં સે.

એક ગામડીઆએ ચંપલની પહેલીજ વાર જોડી ખરીદી બીજે દિવસે પ્હેરી ધીમે ધીમે ચાલતો બજારમાં જતો હતો ત્યાં પેલા ચંપલવાળાની દુકાન આવી.

"કેમ પટેલ, ચંપલ ઠીક પડે છે?"

"સંપલ રૂડાં સે", પટેલ બોલ્યા.

"ત્યારે આમ કેમ હળવા હળવા હિંડો સો?"

"પણ, પણ, તેં આ સપાટુંને બાંધેલી વચલી દોરીજ તોડી નથી તેનું કેમ?"

---

## એક વિરૂદ્ધ બાર.

"શું મારો કેસ ચલાવવા સ્ત્રીઓની જૂરી ભરાશે?" એક આરોપી બોલ્યો.

"ચૂપ રહે", જડજ બરાડયા.

"નહિં સાહેબ, માય લોર્ડ, યોરઓનરશીપ, આપને પગે લાગી કહું છું કે હું ચૂપ નહિં રહું. હું મારી એક પત્નીને નથી ફોસલાવી શકતો તો બાર સ્ત્રીઓને તે કયાંથી ફોસલાવી શકું? હું મારો ગુન્હો કબુલી લઉં છું."

---

### સખ્ત પહેરો.

બંદર પર સીપાઇઓનો પ્હેરો સારો હતો.

એક ખલાસી જેવો દેખાતો માણસ એક હવાલદાર પાસે જઈ બોલ્યો, "લે, આ પૈસા, ચાના, સમજ્યો......

પણ તું મને આવતી કાલે દશેક શેર અફીણ અને અધોંક મણ તમાકુ તફડાવી જવા દઇશ?"

હવાલદારે હા પાડી, પૈસા ખીસામાં મૂકયા.

બીજે દિવસે હવાલદારે લાલચમાં પેલા પાસે વધુ પૈસા માગ્યા. પેલાએ કહ્યું કે એક વખત આઠ આના આપ્યા છે.

હવાલદારે ન માન્યુ તેને ચોકી પર રજુ કર્યો.

ઈન્સ્પેકટરે તપાસ કરી તો તેની પાસ તંબાકુ, અફીણ જેવું કંઈ ન નીકળ્યું, તેથી તેને છોડી મૂકયો.

જતાં જતાં તેણે સીપાઇના કાનમાં કહ્યું.

"મને કંઈ એવો કાચોપોચો ન ગણતો, અફીણ, તંબાકુ તો હું કાલેજ તફડાવી ગયો છું, સાહેબજી," કહી ચાલતી પકડી.

---

### આખી બેંકનો ખરીદનાર.

જર્મન માર્કની કીંમત કેટલી ઘટી પડી છે તે જણાવવું જરૂરનું નથી. છતાં એક વાત યાદ આવે છે.

એક અંગ્રેજ બર્લીનમાં ટ્રીપ પર ગયો. ત્યાં એક બેંકમાં જઈ એક પાઉન્ડના માર્ક માગ્યા.

"કોણ છે હો! સીપાઇ ઑફીસરો, કલાર્કો," પેલી બેંકનો મેનેજર બરાડવા લાગ્યો, "કોણ છે હો હમાલ, બધાને કહો કે બેંક ખાલી કરે, કારણ એક પાઉન્ડમાં આ મહાશયે આખી બેંક ખરીદી છે."

અંગ્રેજ કાંઈ સમજ્યો નહિં પણ કચકડાનાં ચશ્માં હાથમાં લઈ મેનેજરને નીરખી રહ્યો.

——:૦:——

### ગપગોળા.

વાતોના જાણે ચપાટા ચાલ્યા. એક માણસ મુંબઈના માળાઓની વાતચીત કરવા લાગ્યો.

**મુંબઈવાસી**—મુંબઈમાં તો એવડાં મોટાં ઘર છે કે નીચેથી એકદમ ઉપરને મજલે જતાં લગભગ ચોવીસ કલાક લાગે."

"ખરૂંજ" ટીખળી બોલ્યો, "સાવ સાચું, કારણ અમારા ગામમાં તો એથીયે મ્હોટાં ને ઊંચાં મકાનો છે.

હું ગયે શનિવારે એક ઘરની અગાસીમાં બીજા સાથે વાતો કરતો બેઠો રહ્યો હતો ત્યાં ભૂલમાં મારા હાથમાંથી એક પત્થર નીચે પડી ગયો. પછી અમે ઘેર ચાલ્યા ગયા. પણ ફરીથી સોમવારે તેજ ઘરમાં જવા બારણામાં પગ દીધો તેવોજ તેજ પત્થર મારા માથામાં વાગતો નીચે પડયો, બોલો તે મકાન કેટલું ઊંચું ?

મુંબઈનિવાસી વિચારમાં જણાયા.

——(૦)——

### તીક્ષ્ણ વ્યાપારીબુદ્ધિ.

એક છુટક માલનો વ્યાપારી, જથાબંધ માલવાળાના પૈસા ચુકવતો ન હતો. બોલી ઉપરાંત બે ત્રણ માસ વીતી ગયા. લેણીયાતો તેના ઉપર કાગળ પછી કાગળ નાખવા લાગ્યા અને દિવસે દિવસે વધુ કડક ભાષા વાપરી. છેવટે કંટાળી એક કમ્પનીએ તો પોતાના વકીલને પૈસા વસુલ કરવા મોકલ્યો.

વકીલે કહ્યું, "બીલોનાં નાણાં આજે [illegible] આજ સુધી નાણાં રોકી રાખ્યાં તેના તમે કાયદેસર જવાબદાર છો." થોડી વાર રહીને, "કેમ તમારો ધંધો બરાબર નથી ચાલતો કે શું?"

નહિં રે મારા સાહેબ! મારો ધંધો તો ધમધોકાર ચાલે છે. તમારે કંઇ ચિંતાનું કારણ નથી. પૂછી જુઓને બેંકમાં જઇને મારી ક્રેડીટ" છુટક માલનો વ્યાપારી બોલી ઉઠ્યો, "ત્યારે આજ સુધી બીલો કેમ ઉભાં છે?"

"ઠીક લ્યો ત્યારે કહું. તમારા બધા ધમકીભર્યાં કાગળો હું સારા ઉપયોગમાં લેતો ને કાગળની કોપી કરી હું મારાંજ ઘરાકોને મોકલતો અને તેનું પરીણામ એ આવ્યું કે તેઓ મારી ભાષાથી બીહી જઇને ચટપટ પૈસા ભરી ગયા પણ તમારાં નાણાં તો એટલાજ માટે રોકી રાખ્યાં હતાં કે મારે જોવું હતું કે છેવટનો કાગળ તમારો કેવો આવે છે કારણ બીલો નહિ ભરનારને શું લખવું તે મારે હજી જાણવું છે. લ્યો! સાહેબજી! તમારા પૈસા તમે લઇ જઇ શકશો" છુટક માલના વ્યાપારીએ ચેક ફાડી આપતાં, નાણાંની ઢીલનું કારણ દર્શાવતાં કહ્યું.

વકીલને કાયદાનાં બધાં થોથાં પાટીવાળો કરી પાછાં ચુપચુપ લઇ આવવાં પડયાં.

